SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-2, Issue 5, Continuous Issue 11, September - October 2012

# Index - અનુક્રમણિકા





**Publisher:** Dr. Tanvi Shukla

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal
Sahityasetu
Year-2, Issue 5, Continuous Issue 11, September - October 2012

# પન્ના ત્રિવેદી – સજણને.....

હો કોઈ સજણને કહાવો
સજણ હવે હળવે હળવે ના આવો
સજણ હવે હળવે હળવે ના આવો...

સાઁવરિયો મારો સુગંધનો દરિઓ,
સોહે ના અબ મોહે દુજો સૈંયો,
સોડાતા નયણાના સમણા વણઝારા,
હરણાં શા બાવરા ઘેલા એક તારા...

અંગ પ્રીત પાનેતર ઓઢાડો
સજણ હવે હળવે હળવે ના આવો...

અંતરના ઓરડે લજવાતા અજવાળા,
આભના કમાડને દીધાં છે તાળા
લાખેણી લાગણીની કૂંચી લઈ આવો,
ઉર જુગ અંધારા ઉતરાવો...

સંગ સુખ–સરનામું લઈ આવો,
સજણ હવે હળવે હળવે ના આવો...

પન્ના ત્રિવેદી, વડોદરા.

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-2, Issue 5, Continuous Issue 11, September - October 2012

# પ્રવિણ રાઠોડ – સુણો અમારી વાત ....

સુણો અમારી વાત, તમે સૌ સુણો અમારી વાત,
જેવા હતા કાલ તમે સૌ, એવા અમે સૌ આજ.
સુણો અમારી વાત...
નાના–મોટા બાળ મળીને કરીએ કૂદમ–કૂદી,
પકડમ–પકડી સંતાકૂકડી જેવી રમત રમીએ.
સુણો અમારી વાત...
હરવા–ફરવા જઈએ અમે ને ગોળી–ચોકલેટ લઈએ,
ના મળે તો મમ્મી જોડે ઝઘડમ–ઝઘડી કરીએ.
સુણો અમારી વાત...
હરતા–ફરતા પપ્પાને સૌ દુકાને લઇ જઈએ,
ગમતી વસ્તુ લઈને અમે ખીસ્સા ખાલી કરીએ.
સુણો અમારી વાત...
બાગ–બગીચે જઈએ અમે ને ઝૂલા સંગે ઝૂલે,
ભેળ–પૂરી ખાઈને અમે ધમા–ચકડી કરીએ.
સુણો અમારી વાત....
રંગ–બેરંગી ફૂલો જોઈને આનંદિત સૌ થઈએ,
કલબલ કરતાં પંખી કંઠે મધુર ગીતો સુણીએ,
સુણો અમારી વાત...
રાત પડે ને દાદીમાં તો વાત પરીની કહે,
સુણી વાર્તા શમણામાં સૌ પરી શોધવા જઈએ,
સુણો અમારી વાત....

પ્રવીણ રાઠોડ, અમદાવાદ

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-2, Issue 5, Continuous Issue 11, September - October 2012

## અરૂણા મકવાણા – કવિતાનું સૌંદર્ય

આજ કાલ
વિદ્વાનો
કવિતાનાં સૌંદર્યની ચર્ચા કરે છે.
જેમાં મારી કવિતામાં
એમને કોઇ જ સૌંદર્ય દેખાતું નથી !
કહે છે કે,
આ તે કોઇ કવિતા કહેવાય ?
સુંદરતા વગરની આ રચનાને
કવિતા કેમ કહેવી ?
પસંદગી પામેલ ઉત્તમ કવિતાઓમાં
મારી કવિતા નથી ...

અરે ... ! એમને કોઇ સમજાવશે કે,
તૂટેલા–ફાટેલા કપડામાં જીવતી,
ભૂખથી પીડાતી,
અપમાનને ગળી જતી,
ચારે તરફથી તરછોડાયેલી
મારી કવિતામાંથી
તમે કયું સૌંદર્ય શોધવા નીકળ્યા છો ?
કે પછી,
વાસ્તવિકતાની અવગણના કરવાની
તમારી વર્ષોજૂની ટેવને
તમે બદલવા માંગતા નથી .... ?

અરુણા મકવાણા (Research Student) દિલ્હી વિશ્વવિદ્યાલય, નવી દિલ્હી

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal
Sahityasetu
Year-2, Issue 5, Continuous Issue 11, September - October 2012

# પિયુષ પરમાર – ગઝલ

હજુ લાગ્યા કરે કે અજનબી છે ,
ગણી લઉં લોહી એવી ક્યાં ભળી છે !
ના પહોંચી એક પણ મારી કડી ત્યાં ,
આ દૂરતા એટલે ધ્રુસકે ચડી છે .
મને ઘેરી વળી એકલતા મારી ,
દુઆ એની જુઓ કેવી ફળી છે !
રડી ચોધાર આંખે જિંદગી પણ ,
વિસારેલી ક્ષણો નજરે પડી છે .
સદીઓથી બળે છે ભીતરે જે ,
તને એની કથા મેં ક્યાં કહી છે !

પીયૂષ પરમાર, સંતરામપુર, મો. ૯૪૨૯૧૪૭૭૯૮.

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-2, Issue 5, Continuous Issue 11, September - October 2012

## કલ્યાણી વ્યાસ– સરપ્રાઇઝ

"પપ્પા પેલો મંકી જુવો "

"ક્યાં છે?" "અરે પેલા ઝાડ પર"

"અરે ! હા, બે ત્રણ છે ને. એક મોટો અને બીજા નાના નાના તેના બચ્ચાઓ તારા જેવા બદમાસ"

"હું કાંઈ મંકી જેવો છું? જા ઓ કિટટા તમારી..."

નાનકડા સાત વર્ષના નિકુંજે પોતાનું મોં બીજી દીશામાં ફેરવી લીધું અને તે જોઈને બસમાં તેની બાજુની સીટ પર બેઠેલા અમોલે હોઠના ખુણેથી મરકતા તેના ખભે પોતાનો જમણો હાથ વીંટાળતા તેને પોતાની સાવ નજીક ખેચીં લીધો અને ડાબા હાથે તેની નીચી કરેલી મુંડીની ચીબુક ઊંચી કરતા બોલ્યો,

"અરે મારા નિકુને કંઈ મંકી કહેવાય? તે તો શેર છે શેર જંગલનો રાજા હોય ને તેવો....

"સાચે જ પપ્પા!" નીકુંજ ફરી ખુશ થઈ ગયો હું રાજા જેવો છું ને .........

"હાસ્તો મારા ઘરનો રાજા. બહાદુર અને હોંશિયાર ...."

"પણ પપ્પા શેર તો એક પ્રાણી છે ને હું તો માણસ કહેવાઉ ને? તો તમે મને પ્રાણી જ કહ્યો ને?

જાઓ તમારી કીટટા .. "

તેણે ફરી મોં ફુલાવ્યું.

"નીકુ બેટા મે તને પ્રાણી નથી કહ્યો પણ સિંહ કેટલો બધો બહાદૂર હોય છે તેની ઉપમા આપી તને કે તું પણ બહાદૂર સિંહ જેવો છે."

"હમ્મ્મ ! ઓકે પપ્પા . પણ આ બસ ક્યારે મહાબળેશ્વર પહોંચશે? મને તો ઉલટી જેવું થાય છે."

"આ લે પીપર. તારા મોઢામાં રાખ હમણા થોડીવારમાં જ આ ઘાટ પૂરા થશે અને તું મહાબળેશ્વર પહોંચી જઈશ.

બસ હવે થોડી જ વાર.'

"તો તો સારુ પપ્પા"

"એમ કર તું સુવાની ટ્રાય કરી જો કદાચ તને એનાથી સારુ લાગે."

તે નીકુંજના માથાને પોતાના પડખામાં દબાવતો તેના વાળમાં હાથ ફેરવતો રહ્યો અને નીકુંજ તેના પેટને એક હાથથી વળગીને આંખો બંધ કરીને પડ્યો રહ્યો.

મહાબળેશ્વર જતી એસી બસની વચ્ચેની સીટ પર બેઠેલો અમોલ બારીની બહારથી પસાર થઈ રહેલા મનોરમ્ય દ્રશ્યોને એકટક નિહાળી રહ્યો. લાલ માટીના હરીયાળીથી ઓપતા આ ઊંચા ઊંચા પહાડો ચારે

બાજુએ પથરાઈને પડયા હતા વચ્ચે વચ્ચે વળાંકો લેતી બસને કારણે પહાડોની બીજી બાજુની ઊંડી ઊંડી ખીણો પણ તેને દ્રશ્યમાન થતી રહી.

હમણા જ ચોમાસું પૂરુ થયું હતું અને દીવાળીની રજાઓમાં તે અને નીકુંજ દર વર્ષની જેમ મહાબળેશ્રવર આવ્યા હતા પણ દર વર્ષે તો તેઓ ચાર જણા આવતા તે , નિકુંજ, નિહાર અને.. અને અનિતા....

પણ આ વખતે તેઓ બેજ જણા હતાં.

આ વખતની દિવાળી પણ ક્યાં દર વર્ષ જેવી હતી?

ઘરમાં સુનકારની સાથે સાથે અંધકાર પણ હતો અનિતાની ગેરહાજરીથી. તેણે લાખ પ્રયત્નો કર્યા કે નિકુંજ ફટાકડા ફોડે, મસ્તી કરે, મીઠાઈ ખાય પણ તે તો સાવ ના મકકર થઈને બેઠો હતો બસ મમ્મી અને ભૈઈલો આવશે પછી બધા સાથે જ ખાઈશું અને મજા કરીશું તેવી જ રટ પકડીને બેઠો હતો.

તેણે વિચાર્યું પણ હવે એ ક્યાંથી શક્ય બનવાનું?

તેની એ વાત પર તે માંડ માંડ મહાબળેશ્વર આવવા તૈયાર થયો હતો કે ત્યાં મમ્મી અને નિહાર મળશે. તેણે તેને આશ્વાસન આપ્યું હતું કે નિહારની સ્કૂલની પીકનિક ત્યાં ગયેલી છે અને મમ્મી પણ તેની સાથે જ છે.

“આપણે તેઓને સરપ્રાઈઝ આપીશું તો કેવી મજા આવશે?’

“હા પપ્પા ! તો તો બહુ મજા આવશે તેઓ બન્ને આપણને જોઈને નવાઈ પામી જશે અને નિહારની તો આંખોજ મોટી થઈ જશે, મમ્મી પણ મને વળગી પડશે મારો રાજા બેટો કહીને.” તેણે હાસ્ય સભર ચહેરે કહ્યું.

“મમ્મી એક ટીચર છે એટલે તેને તો સ્કૂલની પીકનિકમાં જવું જ પડે ને . મને મુકીને જતા તે કેટલી રડી હતી.... મને જલ્દીથી મમ્મી પાસે જવું છે. કેટલી લાંબી પીકનિક છે જલ્દી પૂરી જ નથી થતી કેટલા બધા દિવસથી તેઓ બન્ને ગયા છે. હું મમ્મી કે ભૈઈલા સાથે નહી બોલું તેઓએ મને એક વાર પણ ફોન નથી કર્યો અને તમે પણ નથી વાત કરી આપતા.......”

નિકુંજની વાણી અસ્ખલીત વહ્યા કરતી અને તે શૂન્યમનસ્ક થઈને બેસી રહેતો તેની ઈઝી ચેરમાં .

જયારે નિકુંજ તેને હલબલાવતો અને મમ્મીને કોલ કરવાની રટ લેતો તે કોલ જોડવાની એંકટીગ કરતો અને કહેતો

નથી લાગતો. ત્યાં નેટવર્ક નથી બેટા. પણ તે જ જાણતો હતો કે નેટવર્ક તો હતું જ પણ તે કોલ જોડતો જ ન હતો.

અને શા માટે જોડે?

અનિતા તેની મરજીથી ઘર છોડીને ગઈ હતી. તેણે તો તેને સુખ સાહ્યેબીમાં રાખવામાં કોઈજ મણા રાખી ના હતી. આલીશાન ત્રણ બેડરૂમનો પોશ એરીયામાં ફ્લેટ, મોટી કાર, તેના માટે પણ હમણા અલગથી બીજી નવી કાર ખરીદી આપી કે તેને ક્યાંય જવું હોય તો અગવડ ના પડે. ઘરમાં નોકર ચાકર , તગડું બેંક બેલેંસ, એક થી એક ચડીયાતી સુખ સગવડના અધ્યતન સાધનો અને બે દેવ જેવા દિકરાઓ અને તેને અપાર પ્રેમ કરતો પતિ જે તેનો પડ્યો બોલ ઉઠાવવા તૈયાર રહેતો. શું ઉણપ વર્તાઈ અનિતાને આ ઘરમાં ? અમારી ઘર ગ્રુહસ્થીમાં ? શા માટે તેણે આવો અંતિમ નિર્ણય લેવો જોઈએ ?

“પપ્પા મહાબળેશ્વર આવી ગયું?”


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr. Tanvi Shukla
Year-2, Issue 5, Continuous Issue 11, September - October 2012

"ના બેટા હજી એક પહાડ ચડવાનો બાકી છે. તું સુઇ રહે હું તને જણાવીશ". તેણે વાંકા વળીને તેના ગાલે એક હળવી ચુમી ભરી અને તેના વાળને પસવારવા લાગ્યો.

તેણે કહ્યું એક પહાડ ચડવાનો બાકી છે પણ ખરેખર તો તેણે ફક્ત ખાઈમાં ઉભા ઉભા જ પહાડના સ્વપ્નો સેવ્યા હતાં આજે જ્યારે ખરેખર તેને એક જ પહાડ ચડીને મંઝિલ મળી જવાની ઘડી નજીક આવી છે ત્યારે જ અનિતા ચાલી ગઈ છે. તે પોતાની કેરીયર અને પોતાના અત્યાર સુધીના જીવાઈ ગયેલા જીવનના વિચારે ચડી ગયો.

સીતામઢી જેવા સાવ ખોબલા જેવા ગામનો એક છોકરો આજે સરકારી નોકરીમાં મંત્રીજીનો અંગત સચીવ બની ગયો છે તે કાંઈ જેવી તેવી કામયાબી કહેવાય?

ગામના લોકો તો ગર્વ લેતા ધરાતા નથી કે પ્રકાશભાઉનો અમલ્યો સરકારી સાબ બની ગયો છે. તે ગામમાં જાય ત્યારે તો તેના કેવા માનપાન ..કેવો ઠાઠબાટ.. ઢોલ નગારા વગાડી તેનું સ્વાગત કરવામાં આવે... જલેબીની મહેફીલ જમાવવામાં આવે અને ગામના દરેક જણને તે વહેચવામાં આવે. તે દ્રશ્ય યાદ આવતા તેના હોઠ પર એક હાસ્યનું મરકલું ફરકી ગયું.

પણ અચાનક તેને પેલું દ્રશ્ય પણ નજર સમક્ષ આવી ગયું જેને તે કદાપી ભુલી નહોતો શક્યો. તેના પિતા પ્રકાશભાઉ ગામના સરપંચની આગળ હાથ જોડીને માથાની ફાળીયા જેવી પાઘડી જમીન પર મુકીને કરગરી રહ્યા હતા કે તેની જમીન તેને સોંપી દેવામાં આવે પણ સરપંચ કપાળે હાથ પછાડતા બોલ્યા,

"અરે તને કેટલી વાર સમજાવું કે તે જમીનનો ટુકડો સરકારે બાંધવા ધારેલી ફેકટરીની જગ્યા પર હતો. અને તે સરકારે ખરીદી લીધી છે. તને તારી જમીનના પૈસા મળી જશે."

"પૈસાનું શું કરું માઈબાપ.. જમીન હશે તો પેઢી દર પેઢી અમારા કુટુંબીજનો રોટલો ખાઈ શકશે. જરજવેરાત, માલ મિલકત જે ગણો તે આ જમીન જ છે તેને ના છીનવી લો સરકાર."

"અરે કઈ દુનિયામાં જીવે છે પરકીયા?" સરપંચે તુચ્છકારથી કહ્યું.

"આ તારો અમલ્યો કાલે ભણી ગણીને મોટો અફસર થશે નહી કે તારી જેમ હળ ચલાવશે ખેતરમાં. આવી સોના જેવી તક તને મળી છે કે આટલા બધા રૂપયા તને સરકાર આપે છે ત્યારે મોં ધોવા જવા જેવી વાત ના કર. જા કાલે આવીને ચેક લઈ જજે હવે મારો સમય બરબાદ ના કર તારી સમજની બહારની વસ્તું છે.

"એ અમલ્યા તારા બાપાને ઘરે લઈ જઈને જરા સરખી રીતે સમજાવજે."

અને તેમણે હુક્કામાંથી તમાકું પીવા માંડી.

પ્રકાશભાઉની આંખોમાંથી નિકળતા અશ્રું તેમના ચહેરા પર થઈને જમીનને પખાળતા રહ્યા અને અમોલ તેમને ખેચીને ઘરે લઈ આવ્યો તે દિવસે ઘરમાં ચુલો નહતો સળગ્યો જમીન એ તો તેમના દેવ સમાન હતી તેમની જીવાદોરી..

પણ સરકારી દસ્તાવેજો સામે તેનું શું ચાલે ?

અમોલ તેમનો એકનો એક દિકરો. તે ત્યારે બાજુના શહેરમાં કોલેજમાં ભણવા જતો. તેની આંખોમાં મોટા મોટા સ્વપ્નો હતા. શહેરની રહેણી કહેણી જોઈને તેને પોતાના પિતાના ઘરમાં ખુબ બધી અગવડો લાગતી અને તે પોતાના ભવિષ્યના ચિત્રને ઓપ આપવા પ્રયત્નશીલ રહેતો. તે ભણવામાં ખુબ જ હોંશિયાર હતો અને કોલેજ પૂરી કરીને આગળ ઊચ્ચ અભ્યાસ કરીને તેને પોતાના સ્વપ્નોને સજાવવા હતા અને પોતાના એકના એક દિકરાના ભવિષ્ય માટે પ્રેમાળ પિતાએ ખેતરની આવેલી રકમમાંથી તેની ફી ભર્યા કરી. તે

એમ. બી .એ થયો ત્યાર બાદ તેણે સિવિલ સર્વીસની પરીક્ષાઓ આપી અને તેને સરકારી ખાતામાં નોકરી પણ મળી ગઈ.

નોકરીએ લાગ્યા બાદ તેની સામે પિતાએ લીધેલી ઉધારી, લોનો અને તેના વ્યાજો મોં ફાડીને ઊભા હતા. તે જે પણ કમાતો તે વ્યાજ ચુકવવામાં જ ખર્ચાઈ જતું . પિતાએ તો તે નોકરીએ લાગ્યો તે સમયે જ આ દુનિયામાંથી વિદાય લીધી હતી અને એક માઁ હતી જેને થોડા દિવસ પહેલા જ કેંસરની બિમારીનું નિદાન થયેલું. તે ખુબ હતાશ હતો.

અહી સુધીનું ભણવા માટે તેણે જે રકમ ચુકવી હતી તે પણ તે સરભર નહોતો કરી શક્યો.

તે દિવસો યાદ કરીને તેની આંખોમાં આસું આવી ગયા. પણ પછી તેના મામાએ તેના લગ્ન નક્કી કરી નાખ્યા તેમની સાળીની છોકરી અનિતા સાથે . તે અનિતાને જોવા ગયો ત્યારે જ તે તેને ગમી ગઈ હતી પાછી તે એમ. એ વિથ બી. એડનું ભણી હતી અને તાજેતરમાં જ એક સ્કૂલમાં નોકરી એ લાગી હતી.

પરસ્પરની સહમતીથી તેઓના લગ્ન થઈ ગયા બન્ને ખુશ હતા . અનિતાનું તેના જીવનમાં આગમન તેનો ભાગ્યોદય લઈને આવ્યું હતું . તેની બદલી ઉત્તરપ્રદેશના મોટા શહેર કાનપૂરમાં થઈ હતી અને તે મંત્રાલયમાં સચિવ તરીકેની બઢતી પામ્યો હતો. ત્યારે નિહારનો જન્મ થઈ ચુક્યો હતો અને માઁ પૌત્રનું મુખ જોઈને અવશાન પામી હતી.

તે પોતાના નાનકડા પરીવાર સાથે કાનપૂરમાં સ્થાયી થઈ ગયો.

અચાનક બસ એક આંચકા સાથે રોકાઈ ગઈ તેનું માથું પણ આગળની સીટ સાથે ભટકાઈ ગયું .શું થયું તે જોવા બધા ઊંચા થઈને બારીની બહાર ડોકાઈ રહ્યા હતા. રસ્તા પર એક મોટો ફણીધર નાગ ફેલાઈને પડ્યો હતો તેને જોઈને ડ્રાઈવરે અચાનક બ્રેક મારી હતી. થોડી વારમાં તો બધા તે જોવા નીચે ઉતરીને ટોળુ બનાવીને ઉભા રહ્યા

નાગ બિલકુલ હલી નહોતો રહ્યો

“શું થયું પપ્પા?”

“ચાલ તને સાપ બતાવું “

તે નિકુંજને તેડીને બસની નીચે ઉતર્યો અને રસ્તા પર પડેલા કોબ્રા નાગને બતાવવા લાગ્યો. નાગ ખુબ લાંબો હતો અને સાવ ગુંચળું વાળીને પડી રહેલો. નિકુંજ હેરતભરી આંખોથી કોબ્રાને જોતો રહ્યો અને અનેક સવાલો અમોલને કરતો રહ્યો. તે તેની સમજમાં આવે તેવા જવાબો આપતો રહ્યો અને તેને અચાનક અનિતાની યાદ આવી તે અત્યારે અહી હોત તો....

અરે! બાપરે, તો... તો તે નિકુંજને લઈને દસ ફુટ દૂર ઉભી રહેત. તેને ખુબ ચિતરી ચડતી સાપોથી, અરે કોઈ પણ પ્રાણીઓથી અને આલોકને પ્રાણીઓ ખુબ ગમતા તેમા પણ જંગલી પ્રાણીઓ તો તેને ખુબ પ્રિય . જંગલમાં છુટા ફરતા સિંહો જોવા કે દોડતા કુદતા હરણના ફોટોગ્રાફ લેવા કે પાણી પીતા કાળીયારની વિડીયો ઉતારવી તેના પ્રિય શોખ હતા. તેમ તો તેને પહાડો પણ ખૂબ જ પ્રિય હતા ઊંચા ઊંચા આસમાનને આંબતા પહાડો તેને ખુબ ગમતા તે તેને પ્રેરણા આપતા તેના જેવા ઉત્તંગ બનીને અડીખમ ઉભા રહેવાની. તેણે હંમેશા ઊંચાઈને આંબવાનો પ્રયાસ કર્યા કર્યો હતો.

પણ અનિતાને પહાડો જરાપણ ના ગમતા તેને ઊંચાઈનો ડર લાગતો અને તે કહેતી આ પહાડો વર્ષોથી આમ અડીખમ સુમસામ ઉભા છે તે કેવળ સ્થિરતાનું પ્રતિક માત્ર છે. સંવેદનવિહિન સાવ પથ્થરો.....

અનિતાને તો દરિયો ગમતો. ઘૂઘવાટ કરતો, પોતાના પેટાળમાં અસંખ્ય રહસ્યો અને ખજાનો છુપાવીને બેઠેલો મહાસાગર પોતાની અંદર દિવાકર જેવા દિવાકરને સમાવી લેવાની શક્તિ ધરાવતો સમુદ્ર તેના મનને પ્રસન્ન કરવા માટે પૂરતો હતો.

ક્યાં સમુદ્ર અને ક્યા પહાડો તેના મુખ પર ફરી આછું મ્લાન સ્મિત ફરક્યું.

વાત ફક્ત આટલી જ ના હતી શરૂઆતના દિવસોમાં તે ખબ ખૂશ રહેતી. તે ધીમે ધીમે શહેરમાં ગોઠવાઈ ગઈ હતી તેને ત્યાંની શાળામાં શિક્ષીકાની નોકરી પણ મળી ગઈ હતી અને તે પણ તેની ડીગ્રી અને તેની કાબેલીયતના જોરે. નોકરી મેળવવા માટે તેણે લાંચ નહોતી આપી અને તેને તેનો ગર્વ હતો. તે ઘણીવાર અમોલની આગળ તે વાત કાઢતી ત્યારે તે કહેતો,

"યુ આર વેરી લકી માય ડીયર તને તો મળી જ જાયને. તારા કારણે તો મને પણ જોને લીલા લહેર છે."

તે હસી દેતી પણ આ લીલા લહેરનું સાચું કારણ અનિતાને ગયા વર્ષની દિવાળી દરમ્યાન સમજમાં આવેલું.

રાતના જમીને હજી ઊભા થાય છે ત્યારે જ ઘરની બેલ વાગે છે અને એક આંગંતુક "સાહેબ છે કે ઘરે ?" પુછ્તા ઘરમાં દાખલ થાય છે.

અમોલને જોતા જ નમસ્કાર કરીને કહે, "આ લો સાહેબ અમારા સરે બાળકો માટે મિઠાઈ મોકલાવી છે. બસ ઈરીગેશનનો પ્રોજેક્ટ ઉપર સુધી પહોંચાડી દો. આવા બીજા ચાર મિઠાઈના બોક્ષ તૈયાર જ છે" અને ખંધું હસતા હસતા બોલેલો, "હવે વિદાય લઉ."

"ભાભીજી નમસ્કાર".

તેના ગયા બાદ બોક્ષ ખોલ્યું તો તેમાંથી પચાસ પચાસ હજારના બે બંડલ બહાર નીકળી પડ્યા અને અનિતાની આંખો અને અવાજ ફાટી ગયા....

"અમોલ તું લાંચ લે છે ?"

"કમોન ! અનિતા આને ફી કહેવાય લાંચ નહી. સરકારી ખાતાઓમાં સાવ ગોકળગતી એ કામ થતું હોય છે કોઈને કશી ઉતાવળ હોતી નથી ફાઈલો તેની જગ્યાએથી મહીનાઓ સુધી હલતી નથી મારા જેવા કામઢા માનવીને સાવ આમ આરામ કરવો ગમે નહી કામ પૂરૂ કરવા અને નવા નવા કામોમાં હું સતત રત રહું છું તેને કારણે જ આપણે આટલા ઉંચે આવી શક્યા છીએ."

"મારી પાસે આવનારને ખાત્રી જ હોય કે આપણું કામ પૂરૂ થઈ જ જશે."

તે થોડા ગર્વથી હસ્યો અને અનિતાની કમરે હાથ વિંટાળતા તેને નજીક ખેંચી અને કહ્યું, "આ દીવાળીએ આપણે તારા માટે હીરાના ઈયરીંગ્સ લઈશું".

પણ અનિતાએ તેના હાથને છોડાવતા ગુસ્સાથી નાકના ફોયણા ફુલાવતા કહ્યું, "મને ખબર ન હતી અમોલ કે તું આ રીતે ઉંચાઈને આંબી રહ્યો છે. ના ખપે મને તારી આ કમાઈના ઈયરીંગસ કે કશું પણ" અને તે ધ્રૂસ્કે ધ્રૂસ્કે રડી હતી. બન્ને બાળકો માઁ ને રડતી જોતા ગભરાઈ ગયા હતા અને તેઓ પણ સાથે જ રડવા લાગ્યા હતા.

આ જોઈને અમોલે ત્યારે અનિતાનું મન માને તેવું સમાધાન કરી લીધું હતું અને હવેથી પગાર સિવાયની કમાઈનું નહી વિચારે તેવો વિશ્વાસ તેને આપ્યો હતો અને ત્યાર બાદ જ અનિતાનું રૂદન અટક્યું હતું.

"પપ્પા, ચાલોને બધા બસમાં ચડવા લાગ્યા આપણે રહી જશું અને બસ ઉપડી જશે તો ચાલો જલદી."

નિકુંજે અમોલનો હાથ ખેંચવા માંડ્યો.

તેણે નિકુંજને તેડી લીધો અને બસમાં ચડીને તેને તેની સીટ પર બેસાડી દીધો. સાપ ચાલી ગયો હતો અને ડ્રાઈવરે બસ સ્ટાર્ટ કરી દીધી હતી પણ અમોલના મન પરનો ભાર હળવો ના થયો. તેણે નિકુંજને બારી પાસે બેસાડી દીધો અને તે સીટ પર માથું ઢાળીને આંખો બંધ કરીને વિચારોમાં ગરકાવ થઈ ગયો.

જ્યારે અનિતાને ખ્યાલ આવ્યો કે અમોલે કરેલું પ્રોમીસ સાવ પોકળ હતું તે ખુબ નારાજ થઈ.

તેની નજરમાં જીવાતા જીવનનું મુલ્ય ખૂબ ઉંચું હતું. તે માનતી કે આપણા અંતરાત્માને કદી અફસોસ થાય તેવું કાર્ય ના જ કરવું જોઈએ. આપણો આત્મા ડંખે અને જીવતર બોજો બની જાય તેવી પરિસ્થીતી લાવવી જ ના જોઈએ

પછી તમોને જીંદગી ભુલ સુધારવાનો મોકો ના પણ આપે?

તે ખુબ સમજાવતી અમોલને પણ અમોલ તેને કહેતો, ફક્ત સિધ્ધાંતવાદી વાતોથી કાંઈ વળતું નથી હોતું. જમાના પ્રમાણે ના ચાલીયે તો ફેંકાઈ જ જઈએ અને તે જે ક્ષેત્રમાં કામ કરતો હતો ત્યાંતો કામ આ રીતે જ ચાલતું.

વગર માંગ્યે લોકો કામની ફાઈલો આગળ વધારવા સહજ રીતે સામેથી પૈસા આપી જતા અને આવેલી લક્ષ્મીને નકારે તેટલો મૂર્ખ તો તે ન જ હતો તેણે પૈસાની ઘણી પરવશતા જોઈ હતી. અને સરકારી કાર્યાલયોમાં તો આ જ શિરસ્તો હતો પૈસા આપો અને કામ કઢાવો. બધાજ એ રીતે ટેવાઈ ગયા હતા. આપવા વાળા અને લેવા વાળા પણ.

ભ્રષ્ટાચાર લોકોની નસ નસમાં વ્યાપી ગયો હતો. અરે સરકારી કાર્યાલયો જ શું કામ?

દરેકે દરેક સંસ્થાઓ પછી તે શિક્ષણ સંસ્થા હોય કે દેવ સંસ્થાન. અરે એક એક માણસ સુધ્ધા તેની લપેટમાં આવી ચુકેલ છે. નાનકડા પિયુનથી લઈને રીક્ષાવાળા હોય કે શાકભાજી વાળા કે પછી જીવનરક્ષકદવાઓ બનાવવાવાળા હોય કે અદનો કારકુન. બધીજ અને બધાની જીવન વ્યવસ્થા તે રીતે જ ગોઠવાઈ ગયેલી હતી.

તે કેટલીયે વાર અનિતા સાથે આ બાબતની દલીલ કરીને માથાકુટો કરી ચુક્યો હતો પણ તે કહેતી, "કોઈ કે તો પહેલ કરવી જ રહી. બીજાઓ જે કરે તે ભલે કરે  પણ આપણે તો એ કીચડથી ના જ ખરડાઈએ."

રોજ રોજના ઝગડાઓથી તંગ આવેલા અમોલે ઘરે મોડા આવવા માંડ્યું સવારે વહેલા જવા માંડ્યું અનિતા સાથે ખપ પૂરતી જ વાત કરવા માંડી. પણ આમ કેટલો સમય ચાલે.?

અને ચાર દિવસ પહેલા અનિતા નાની ચબરખીમાં પોતે હવે અમોલ સાથે રહીને આ રીતે માનસીક બોજો લઈને નહી જ જીવી શકે.  એવું લખીને બન્ને બાળકોને લઈને તેના પિતાના ઘરે ચાલી ગઈ.

અમોલે તેની આ હરકતને નાદાની સમજી.

પણ બીજા દીવસની સવારથી જ તેને અનિતાની ગેરહાજરીનો અહેસાસ થવા લાગ્યો. સવારના ઉઠતા જ તેનાથી આદતવશ બુમ પડાઈ ગઈ, "અનિતા, મારી ચા ક્યાં?"

અને તેને ભાન થયું અનિતા તેના રોજીંદા જીવનમાં કેટલી વણાઈ ગઈ હતી. સુનું ઘર તેને ખાવા ધાયું તે તુંરતજ અનિતાને પાછી લાવવા ગયો પણ અનિતા મકકમ રહી.

તેણે જોયું કે આખા એક વર્ષ દરમ્યાન પણ અમોલમાં કોઈ ફેરફાર નહોતો થયો તો હવે તે શી રીતે તેનો વિશ્વાસ કરે?

અમોલ ત્યારે હાજર નિકુંજ જે પપ્પા પપ્પા કરતો તેને વળગી પડ્યો હતો તેને લઈને ઘરે આવ્યો. નિહાર શાળાએ ગયો હતો. અનિતા હવે તેનો વિશ્વાસ કરવા તૈયાર ન હતી.

ઘરે આવ્યા બાદ પળે પળે અમોલને એકલાપણાનો અહેસાસ થવા લાગ્યો. નિકુંજની જવાબદારી, ઘરના રોજીંદા કાર્યો ઓફીસની ખટપટો અને સૌથી વધારે તો નિકુંજની સારસંભાળ કેવી રીતે કરવી તે જ તેની સમજમાં ના આવતું.

આખા ઘરનું મેનેજમેંટ કરવાવાળી જતી રહી હતી. સવારના નાસ્તો ચા બનાવે કે ઈસ્ત્રીવાળાને કપડા આપે?

નિકુંજને સ્કુલ માટે તૈયાર કરે કે આવેલા ફોનો ના જવાબો આપે?

તેને પોતાને ઓફીસે જતા નહાવા માટે પાણી ગરમ કરવાનું ભુલી જવાય. એક મોજુ જ જડે અને બીજા માટે તે આખું ઘર ફેદી વળે . તેની પરેશાનીનો પાર ના રહ્યો. તેમાં વળી નિકુંજ તેને મમ્મી ક્યારે આવશે તેવા સવાલો પુછી પુછીને હેરાન કરે.

ચાર જ દિવસમાં તેને સમજાઈ ગયું કે લાખો રૂપીયા હશે પણ જો અનિતા નહી હોય તો તેનું જીવન અંધકારમય છે. પૈસાથી ખુશીઓ નથી ખરીદી શકાતી.

આજથી નિકુંજને શાળામાં દિવાળીની રજાનો પડી હતી અને તે તેને લઈને દર વર્ષની જેમ મહાબળેશ્વર જઈ રહ્યો હતો.

“પપ્પા મહાબળેશ્વર આવી ગયું જુવો બધા ઉતરી રહ્યા છે.”

“હા બેટા” કહેતા તેણે નિકુંજને તેડી લીધો અને નીચે ઉતર્યો .

હંમેશની તેમની હૉટેલ માં તે રોકાયો. જમીને તે બન્ને થાકને કારણે સુઈ ગયા. સાંજે તે નિકુંજને નવા કપડા પહેરાવી ફરવા લઈ ગયો. સાંજે સનસેટ પોંઈટ પર અસ્ત થતા સૂર્યને જોતા તેને લાગ્યું  આટલા ઉંચા પહાડો કરતા પણ ક્યાંય ઉંચે રહેલ આ દિવાકર પણ આખરે તો દરીયામાં પોતાને વિલીન જ કરી દે છે ને.

તે જ સત્ય છે.

અચાનક નિકુંજ દોડતો દોડતો આવ્યો અને કહેવા લાગ્યો પપ્પા મને આ ટોપી લઈ આપોને જુવોને કેટલી સરસ છે આવા શેપની ટોપી મે કોઈ દિવસ નથી પહેરી . તેણે તેની સાથે આવેલા ફેરીયાના હાથ સમક્ષ જોયું તો તે ગાંધી ટોપી હતી અને તેના પર લખ્યું હતું “મૈ અન્ના હું.“

તેણે એક ક્ષણ વિચાર કર્યો અને તેણે બે ટોપી ખરીદી લીધી એક નિકુંજને પહેરાવી અને બીજી પોતે પહેરી અને તે જોઈને નિંકુંજ ખુશ થઈને તાળીઓ પાડતા કહેવા લાગ્યો, “અરે પપ્પા આ ટોપીમાં તમો કેટલા જુદા દેખાઓ છો”.

તેણે સ્મિત કરતા નિકુંજને તેડી લીધો અને તેના ગાલે ચુમી ભરતા કહેવા લાગ્યો,

”તને ગમે છે ને પપ્પા જુદા દેખાયા તે?

“હાસ્તો, માય ડેડી ઈસ ધ બેસ્ટ” કહેતો અચાનક નિહાર ક્યાંકથી કુટી નીકળ્યો અને તેની સાથે અનિતા પણ મરક મરક હસતી પ્રગટ થઈ. તે સાથે જ નિકુંજ મમ્મી મમ્મી કહેતો અમોલના હાથમાંથી છુટકીને તેને વળગી પડ્યો અને કહેવા લાગ્યો, ”જોયું અમે તને કેવી સરપ્રાઈસ આપી......... કેમ ખરું ને પપ્પા?”

તેણે પપ્પા સામે જોયું ત્યારે અમોલની આંખોમાંથી આંસુના બે બુંદ નિકળી રહ્યા હતા અને અનિતા તેની સામે જોતા જોતા નિકુંજના માથે હાથ ફેરવતી બોલી,

"હા બેટા ખુબ મોટી સરપ્રાઈઝ"

અને તેની અને અમોલની આંખો સાથે જ હસી રહી.

---

**કલ્યાણી વ્યાસ, મુંબઈ**


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr. Tanvi Shukla
Year-2, Issue 5, Continuous Issue 11, September - October 2012

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-2, Issue 5, Continuous Issue 11, September - October 2012

## Manish Raval- The Picture

---

### The Picture

### Translation of Dipak Raval's Gujarati Short Story " છબી "

After the Arati was over Jatan Ma stood motionless and stared intently at the picture of Kanaiya with her hands folded in adoration. Her eyes swept slowly and steadily over the yellow pitamber covering Kanaiya's body, the beautiful pearl-necklace bedecking his neck, a peacock-feather crest on the crown on his head, the flute touching his lower lip and his lovely posture. His face glowed under his unkempt dark hair. His eyes looked sweet and soothing. Jatan Ma was lost in the fascinating sight of those lovely eyes. Those were the eyes which always seemed telling her something. Jatan Ma always to hear it from the lips of Kanaiya. But alas! Kanaiya never opened-up his lips. He stood in the same posture as firm as a mountain, and never made a movement. Jatan Ma had a great longed fascination for that posture too. Her life had revolved around that picture from down to dusk for all these years. She would wake Kanaiya up early in the morning and bathe him. Then it'd be the time for anointing his body with sandal paste. After that she would be busy decorating his body with all kinds of ornaments. She would, then, serve him meals with all devotion. After the meals, she would put him into a cradle and lull him to sleep. This was her routine for years now or to be precise, from the day she got this picture.

Today Jatan Ma wound up her pooja hurriedly as she was rather late in her schedule. She had yet to do her chores. She looked for her little grandson who had slipped away from the house.

"O Nanka, are you anywhere here?" She mumbled "He is not found anywhere. He must be wandering somewhere over there. What a naughty boy! He doesn't take his bath in time, doesn't get ready by himself- oh, no, he's just too careless. He slips away from the house as soon as he gets out of the bed!" Her eyes fell on Fulshankar who had dozed of sitting in a chair and snoring blissfully. "God bless him, he's old now", muttered Jatan Ma as she rose from her seat and put back her Kanaiya on the pedestal. In the meantime, her grand son returned jumping about.

"Did you call me, Grand ma?"

Jatan ma was annoyed at the question.

"Do you know its afternoon? Don't you think it's time for bathing even now?" The grandson was used to such rebukes.

He said "Oh, it seems the pooja is over. Shall I now get my prasad, Grand ma?"

"Take your bath first, and then ask for prasad, you naughty boy!" retorted Jatan ma.

"No, Grand ma, prasad first, then bathing!"

“Bath first” said Jatan Ma resolutely.

“Won’t you give me prasad first?” asked the boy

“No, never!” said Jatan Ma firmly.

“Well, if you don’t give me prasad, I’ll touch you” the grandson threatened. “Ah, God! Keep away from me, you scoundrel. If you touch me, I’ll have to take my bath again” saying this Jatan Ma stepped away fearing the touch.

“If it’s so, then give me my prasad first, said the boy.”

“You little devil, come, take this”.

Jatan Ma could not help laughing at this mischief of her grandson. She gave him prasad which the boy gulped and soon ran off to join his friends at the swings again.

“Where are you going?”

“Well, now it’s my turn. I’ll return after the games over”. Saying this he disappeared.

“Oh, what about your bath?” Jatan Ma roared but he was not within the reach of hearing. He had reached the corner of the street by now.

Jatan Ma went to the veranda and took her seat near a wooden pillar supporting the roof. She had a strong desire to brush her teeth with snuff without which she felt restless. She took a box of snuff and a twig and started rubbing her gums with the twig dipped in snuff. Fulshankar was still snoring. He was too old and weak to be active as he was when young. He would doze off wherever he was sitting. In his youth, he used to walk ten miles at a stretch. As a priest, he had his clientage in five villages adjoining his. He would start early in the morning to visit them and return late evening. Though he would be carrying the things collected from there, he would show no sign of exhaustion. But those days were over and gone, and now he felt tired even while taking a round in the village. He was completely worn out after the death of Nanka’s mother. Jatan Ma was lost in the world of past memories when suddenly the movement of her hand holding the twig stopped. She stared at the horizon blankly as if contemplating something. She sat motionless and the chain of thoughts took her into oblivion.

Jatan Ma had entered this house as a bride at a very tender age. She had brought with her the picture of Kanaiya when she came to the in-laws. Her parents-in-law had passed away at an early age leaving behind them young Fulshankar. The economic condition of the family also was very grave in those days. But the conditions improved when Fulshankar started visiting his clientage. The couple was, then gifted with a daughter and they lived a content life. Jatan Ma conceived again but the pregnancy resulted into a miscarriage. After this miscarriage the hope of conception was denied to her. The couple resorted to an assortment of remedies, from doctors to quacks to saints and deities, even performing a number of religious rites for the second conception. But it was all in vain. The couple then lost all hope and accepted it as the will of God. Their craving for another child was channeled into affection for their daughter and they reared her up very affectionately. The daughter grew older and was married to a suitable boy at a pompous wedding ceremony. After their daughter’s wedding the couple felt lonely. Fulshankar would be busy in his profession while Jatan Ma was engrossed in the household work and in the pooja of Kanaiya. Jatan Ma would narrate before the picture all her agonies and collect strength to bear them. Days passed in this way and the days turned into months. The following year the daughter gave birth to a boy.

Everything went on well for some time. The boy was growing but suddenly the situation took a serious turn. A family quarrel resulted into the burning of the bride by her in-laws for reasons best known to them. This was an unbearable blow to Jatan Ma and Fulshankar. They wailed and wept but their weeping and wailing were futile. People advised Fulshankar to file charges against their daughter's in-laws. But Fulshankar took the whole episode philosophically, saying "Let the God punish the guilty". They brought the young child to live with them, and soon the grandson became the centre of their activities. The child grew into a smart naughty boy and his mischief and pranks filled their life with hope again. Of course, Fulshankar had lost all the charm of life after his daughter's death. He was totally worn out and he avoided mixing with people. The family was poorly maintained but Jatan Ma would never let anyone know about it. When the agony was unbearable she would sit before the picture of Kanaiya and narrate everything to him collecting the strength to face everything boldly.

"Where are you? Are you listening? Please, give me a glass of water." Fulshankar said. Jatan Ma jolted out of her thought. She rose quickly, washed her mouth and put the twig at in its place carefully. Then she made a move to fetch a glass of water for Fulshankar just as her grandson dropped in.

"Grand Ma, a glass of water, please" said he.

"So you are back at last? When will you do your homework? You have to take your bath" said Jatan Ma while giving him a glass of water.

"Oh, Grand Ma, don't worry. I'll take my bath quickly and do my homework. There isn't much homework today. I just have to draw a picture , but I don't know to draw it ? Said the boy while gulping down the water.

"Drink slowly. The water will not disappear." Said Jatan Ma. Then she carried a glass of water to Fulshankar. When Fulshankar finished the glass Jatan Ma asked him, "What dish should I prepare today ?"

"Any." Fulshankar gave a very short reply and got engrossed again in counting the beads of his rosary lying beside him.

Jatan Ma again went to the water-tank where the boy was still playing with water.

"Stop this fooling around and take your bath." Jatan Ma said. The boy started removing his clothes there. Seeing this Jatan Ma said, "What a shame? Don't you feel ashamed of removing your clothes openly here? You aren't a small child now. Go to the bathing place over there. I'll bring the bath-water there."

"Have you heard of Kalu Soni's daughter eloping with somebody ?" asked the boy to Jatan Ma who stood stunned at the news.

"Good Lord! Are you telling the truth? "

"I swear, I'm telling the truth. Everybody in the village is talking about it."

"Which daughter? The eldest one?"

"No, the younger one. The one who is fair looking." The boy explained.

“Let it be. Why should we be concerned with such scandals?” Jatan Ma said. Jatan Ma put a bucket of hot water in the bathing place and returned to the slim wooden pillar to take her seat there.

“The world has gone to dogs! How reckless is this young generation? Kalu soni’s two elder daughters are also engaged. What will the poor creature say to those people? Didn’t that wretched girl think of her parent’s agony? What about the other two daughters – if we don’t think of our family, community, customs? The girl only cared for her own happiness.” Thinking of it she slipped into the state of deep contemplation. “Those days were better when the girl were married at an early age. Nowadays we find old maidens leaping and jumping in arrogance. And this is the result. Nobody cares for values and customs!” Jatan Ma remembered her parents, brothers and sisters – all at a once. Usually Jatan Ma did not remember her childhood. She would divert her mind with efforts if the memories were irrepressible. But today she could not divert her mind from the memories of her childhood. Parental house, in which she lived, the street where she played, fairs and festivals she enjoyed – everything appeared to be quite clear, and above all, there was a vivid memory of the picture of Kanaiya. “Let her go to hell. Each one has one’s own destiny. Why think of her?”

The chain of thoughts was broken when the boy came to Jatan Ma with a comb in his hand and said, “Comb my hair Grand ma.”

Jatan ma looked at him affectionately. She placed him in her lap and combed his hair.

“Now don’t go anywhere else. Finish your homework. What homework is given to you, my child?” said she

“Well, I’ve to draw a picture but I don’t know how to do it.”

“Why? What’s the picture about?” asked Jatan Ma.

“Any picture. Anything that I can draw.”

“Then why don’t you draw it? Doesn’t your teacher teach you how to draw pictures?”

“No, never. She’s simply gossiping all the time. She would bring her work to the school and do it while the children are busy doing their lessons. And if she has no such work then she would be snoring” commented the child in disgust.

“Don’t say such things. She’s your guru. If she doesn’t teach, we must learn by ourselves” Jatan Ma persuaded the child.

“Mm, I can read and write well, but I don’t know how to draw.”

“You can do it if you pay attention to it. Come, I’ll teach you.” Jatan Ma said.

“Do you know how to draw?” asked the child.

“Bring me your slate and pen first and see.” Said Jatan Ma. The boy did not trust her words but fetched his slate and pen.

Jatan Ma said, “Now tell me what picture I should draw.”

“Any picture will do.” said the child carelessly.

Then he paused and contemplated. And suddenly he said,” Well grand ma, draw the picture of your God.”

Jatan Ma smiled and said, “The picture of Kanaiya?”

“Eh, what happened? You were boasting about your drawing! Now draw and prove yourself.”

The child laughed. Jatan Ma did not speak anything. She started drawing some lines in the slate. And gradually the figure of Kanaiya began to emerge. The child looked at it in all amazement and said, “What a fine picture! Grand ma, you are truly clever at drawing. Here’s the real picture of our God!”

“Don’t be surprised. I was also educated.” Jatan Ma said.

“Who taught you drawing – your teacher?”

“No, no, we had no teacher as you have. Girls were never sent to school in those days. But my father was a teacher by profession and he taught us.”

“Did he teach you drawing?”

“Yes, of course. Not only me, had he taught all the boys and girls of the village. He was the only teacher in the village and he loved drawing.”

“Which picture did he teach you to draw?” asked the boy inquisitively.

“All kinds of pictures – cow, elephant, horse, crow, sparrow, boy, girl, river, mountain” Jatan Ma paused. She fixed eyes on the horizon, lost in the memories and spoke, “In our company there was a young boy who used to come to learn drawing. He was very poor. His name was Kaliya. He used to draw wonderful pictures.

The grandson listened to it attentively.

The grandma continued, ”In the beginning even I didn’t know how to draw. But he taught me. Once my father asked us to draw a picture of Kanaiya. All others could draw it. But only I couldn’t do it.”

“Then?”

Then Kaliya tried to teach me, but in vain. If I tried to draw the face perfectly the hands and legs would go away. When I corrected the hands and legs the flute would be distorted. If I tried to draw a peacock-feather crown on his head it would get bigger than the head.” Jatan Ma smiled.

The child was amused. He asked naughtily, “Then your father must have punished you. Didn’t he?”

“No, no Listen. Seeing that I could not draw the picture, Kaliya was worried. He feared that I would be punished. So the poor fellow drew the picture himself and painted it beautifully.” Saying this Jatan Ma drew the child near her affectionately.

“Then what happened?” Asked the boy playfully.

“Then I showed the picture to my father but he suspected. He was sure I could not draw such a beautiful picture. He rebuked both of us.”

“Did your father tear off that picture?” asked the boy anxiously.

“No, he didn’t. In fact I hid it”.

“Did Kaliya not ask for it?”

“No, he was a good boy. He would do anything for me. If I wanted a ripe mango in the afternoon he would rush bare-foot in the scorching heat and bring it for me. He was willing to sacrifice anything for me. He had a great affection for me. He would often stare at me intently but if I looked at him he would lower his eyes. He was as shy as a girl. When I was married he had wept.” Jatan Ma sighed whiled telling this. Then she held the slate in her hand tightly again trying to finish the picture. “Well, his name was Kaliya, the dark-skinned, but he was extremely handsome with a pointed nose, disheveled dark hair, red lips – everything very attractive. If at all we placed a peacock feather crown on his head, a flute in his hand, a pearl necklace around his neck, and a pitamber on his body he would exactly look like Kanaiya” said she softly. By this time the picture of Kanaiya was over. But Jatan Ma did not remove her pen from the picture. She continued drawing lines bolder she felt that the eyes were not yet drawn properly. Those eyes were telling her something but how could that be reflected in the picture. Jatan Ma did not remove her eyes from the picture.

The boy innocently asked, “Where did he go after that, Grand ma?”

“How am I to know of it?” snapped Jatan Ma, “Do you think I'm narrating a story which induces you to ask questions? Take this slate and draw the picture yourself now. I've a lot of chores to do and your talking has no end to it”.  She placed the slate and the pen in the boy's lap and rose. She hurriedly entered the kitchen wiping the tears off the corners of her eyes.

---

**Translated from Gujarati by**
**Dr. Manish R. Raval, G. D. Modi College of Arts, Palanpur, Banaskantha (Gujarat) E mail: dr_mrraval@yahoo.co.in**

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-2, Issue 5, Continuous Issue 11, September - October 2012

# વાર્તાવારિધિ: વિનોદિની નિલકંઠ– જો હું વાર્તાની નાયિકા હોત તો!

## જો હું વાર્તાની નાયિકા હોત તો....

અષાઢ મહિનાના પહેલા દિવસે તો કવિકુલશિરોમણી કાલિદાસે અમર બનાવી દીધો છે, પણ આજે તો અષાઢનો પહેલો નહિ, પણ છેલ્લોદિવસ છે. શનિવારનો શરૂ થયેલો વરસાદ આજે મંગળવાર સુધી થંભ્યા વગરનો એકધારો પડ્યે જ જાય છે ! મારા મનનો પડછાયો પાડતું હોય તેમ આખું આભ ઘેરાં કાળા વાદળોથી છવાયેલું છે, અને આખું આકાશ જાણે ધરતી ઉપર ઝુકી પડ્યું છે.પાલીબહેન, એટલે મોટી બહેનનાં સાસુ અનુભવની વાણી વદે છે કે : શનિવારે હેલી શરૂ થાય એટલે લંબાય જ. શનિવારનો વાર તો ચીકણો જ કહેવાયો છે.

આજે આ વરસાદની સતત વરસી રહેલી મુશળધારા, મારા દિલમાં અનેક પ્રકારની લાગણીઓ ઊભરાવી દે છે. ફરી ફરીને એક વિચારનું રટણ મારા મનમાં ચાલે છે, અને ઊથલાવી ઊથલાવીને એનો એ જ પ્રશ્ન હું મારી જાતને પૂછ્યા કરું છું કે, શું મારી જિંદગી આમ, મોટી બહેનના સંસારને ઉંબરે બેસવામાં જ વીતી જશે ? પહેલાં જ કહી દઉં કે, મારું વય છત્રીસ વર્ષનું છે. લગ્ન કરવામાંથી હું 'રહી ગયેલી' છું. મોટી બહેન પરણ્યા, પણ તે પછી મારું કંઇ ગોઠવાયું જ નહિ. અમારી જ્ઞાતિમાં પૈસા આપવા–લેવાનો રિવાજ નથી, તેમ જ હું કંઇ કાણી, લૂલી કે ઠૂંઠી અગર બહેરી–બોબડી પણ નથી. નથી મારા ચહેરા ઉપર શીળીના ડાઘ કે નથી હું વધુ પડતી જાડી. તેમ કદમાં પણ હું છેક ઠીંગણી અગર લાંબી વાંસ જેવી પણ નથી. સાથે સાથે એટલું પણ કબૂલ કરી લઉં કે હું કૂટડી કે અતિશય નમણી પણ નથી. સામાન્ય કક્ષાની ગણાઉં. મારે માટે વર શોધવાની મા–બાપે ઘણી મહેનત કરી, અને છેવટે નિરાશ થયાં. આજે તો તે બંનેની હયાતી આ પૃથ્વી ઉપર નથી.

આજે આ વરસાદની હેલી અને કાળાં વાદળ મારા ખિન્ન મનને, ખિન્ન બનાવેછે. હું રહી કેમ ગઇ ? રહી જવામાં દુ : ખ પણ છે; એકલતા તો ખરી જ, ઉપરાંત રહી ગયાની એક પ્રકારની શરમ પણ તેમાં ઉમેરાય છે.

મને એમ થાય છે કે હું આ વાસ્તવિક અને નઠોર દુનિયાની વિધાતાને હાથે ઘડાયેલી નારી હોવાને બદલે, કોઇ વાર્તાસૃષ્ટીની નાયિકા હોત તો ? ભલેને કોઇ મહાન વાર્તાકાર નહિ, પણ સાવ અણઘડ નવલિકાકારે પણ મને પસંદ કરી હોત તો ? સાહિત્યજગતમાં અગર તો છેવટ સરકારી સ્પર્ધામાં તેને પારિતોષિક ન મળ્યું હોય તો પણ શો વાંધો ? જો હું સાવ મામૂલી ગણાય એવા લેખકને હાથે સર્જાયેલી નાયિકા હોત તો પણ સુંદર તો જરૂર હોત જ. પછી ભલે લાવણ્યવતી નાયિકાના વર્ણનમાં ઊણપ અગર અણઆવડત હોત. વળી તેવા વાર્તાકારે મને ખૂબ જ હોશિયાર પણ બનાવી હોત. ઘણું કરીને હું બહુ શ્રીમંત પિતાની – માતાવિહોણી – એકની એક અને તેથી કરીને અત્યંત લાડકી પુત્રી હોત. વળી ભણવામાં ખરી રીતે હું મેટ્રીકમાં બે વખત નાપાસ થઇ, પછી મેં અભ્યાસ મૂકી દીધો છે, પરંતુ વાર્તાની સૃષ્ટિમાં તો હું ઘણી હોશિયાર હોત. અને ઘણું કરીને પ્રથમ વર્ગમાં પ્રથમ નંબરે દરેક પરીક્ષા પસાર કરી ગઇ હોત. વળી મારા

વાસ્તવ જીવનની સૌથી મોટી ઊણપ પણ તે નવોસવો વાર્તાકાર પૂરી શક્યો હોત. મારા જેવી મનોહર સ્વરૂપવાળી અને અત્યંત પ્રતિભાશાળી તેમ જ ગર્ભશ્રીમંત પુત્રીને દરેક રીતે અનુરૂપ – પરંતુ નિર્ધન – એવો જીવનસાથી પણ મળી ગયો હોત. હું પહેલે નંબરે તો તે બીજે નંબરે પરીક્ષાઓ પસાર કરતાં હોત. વળી કૉલેજના નાટકમાં હું શકુંતલા અને તે દુષ્યંત, અગર એવી જ કોઇ જગવિખ્યાત જોડી અમે ભજવી હોત. અહાહા ! શું રોમાંચક મારું જીવન બન્યું હોત !

કદાચ હું ગ્રામજીવનની નાયિકા તરીકે વાર્તમાં સર્જાઇ હોત તો ? તો હું ગામડામાં નવરાત્રીમાં ગરબે ઘૂમતી હોત, ખેતરમાં ચાર વાઢતી હોત અગર ભાત લઇ ખેતરે જતી હોત. અને વાર્તાનો નાયક કેવો કોસ ચલાવતાં ચલાવતાં ગીત લલકારતો હોત –
ઝાંપે તારી ઝૂંપડી, ઘાયલ !
આવતાં ને જાતાંનો નેડો  લાગ્યો !

અથવા વૈશાખ મહિને બહેનપણીની જાનમાં તે નજીકને ગામેથી આવેલો મારી નજરે પડ્યો હોત અને હું એની નજરે. અને પછી પેલા ચગડોળમાં બેસવાની કેવી ગમ્મત આવી હોત ! આવી રીતે મને કેમ કોઇ વાર્તાકારે ન ગોઠવી વારુ ?

કદાચ હું કોઇ છેક જ આધુનિક વાર્તાકારની કલમે ઘડાઇ હોત, તો પણ તેણે મને દેહસૌંદર્ય તો અવશ્ય અર્પણ કર્યું હોત.

કદાચ તેણે મારી નીતિમત્તા વિશે શંકા ઉઠાવી હોત, મારા દાંપત્યજીવનમાં કલહ, અગર છેવટે કોઇ પ્રકારનું ઘર્ષણ તો જરૂર ખડું કર્યું હોત; છતાં પણ હું તે સ્વીકારી લેત. આ રીતે અત્યારે વાસ્તવમાં હું છત્રીસ વર્ષે કુંવારી, કોઇ પ્રકારની વિશિષ્ટતાવિહીન કલા કે કૌશલ્યવિહોણી છું, તેવી તો તે વાર્તાકારે મને ન જ રહેવા દીધી હોત. હા, કદાચ તે આધુનિક લેખકે તેની કલમના ગોદા વડે મને અર્થરહિત રીતે પહાડોમાં ભટકતી અગર સમુદ્રનાં ઊછળતાં મોજાંને નિહાળવા માટે સાગરતટે ધકેલી આપી હોત. કદાચ પતિ ઉપરાંત બીજા એકાદ પુરુષમિત્રને મારી હથેળીમાં નાચવાની તે લેખકે ફરજ પાડી હોત, છતાં પણ આ રીતે, જેમાં પુરુષનો પડછાયો સુદ્ધાં નથી જણાતો, એવી – ગરીબ કુટુંબની, ઘી વગરની અને જાડા બરછટ ચોખાના ટુકડા અને કોરમાની ખીચડી જેવી – સાવ લુખ્ખી અને રસહીન જિંદગી તો ન જ જીવવી પડત ને ?

કદાચ કોઇ નવલિકાકારે મને ગણિકા બનાવી હોત. તો તો વળી અજોડ સૌંદર્ય ઉપરાંત તેણે મને કોકિલકંઠ પણ અર્પણ કરી દીધો હોત. મારું સંગીત સાંભળીને પેલા કવિ કહે છે તેમ :

'કાયાના કંડિયામાં પૂરેલ પ્રાણ તેનો નાગ જેમ ડોલ્યો' હોત.

અનેક પુરુષો મારા ચરણમાં આળોટતા હોત. અને પછી વાર્તા જ્યારે મુખ્ય વળાંક લેત, ત્યારે એક દિવસ કોઇ દુ:ખિયારો. આધેડ વયનો એકલવાયો પુરુષ, અર્ધો શરમાતો, પૂરો ગભરાતો મારી પાસે આવ્યો હોત, અને ત્યાંથી મારી રોમાંચકકથાનો આરંભ થયો હોત. અલબત્ત, વાર્તાને અંતે તે ગૃહસ્થે મારું પાણિગ્રહણ કર્યું હોત અને પછી હું કેવી પતિવ્રતા, પ્રેમાળ, ચતુર, શાણી, પવિત્ર ગૃહિણી બની હોત ! અને થોડા મહિના પછી તે નિ:સંતાન ગૃહસ્થના ઘરને બાળકના રુદન અને હાસ્યથી ગજવી આપવાની આશા મેં મારા પતિના કાનમાં કહીને તેને કેવો હર્ષઘેલો બનવી મૂક્યો હોત !

અરેરે ! કોઇ અત્યંત કાચી વયના, આદર્શઘેલા યુવક અથવા તેવી જ યુવતીએ મને પોતાની ટૂંકી વાર્તા માટે કેમ ન ઝડપી લીધી ? જો એમ બન્યું હોત તો હું એક નવપરિણીત – નવવધૂ – સાંજે મારા પતિ ઘેર આવે ત્યારે, ચાનો કપ તથા નાસ્તો ધરવામાં હું નારીજીવનનું સાર્થક્ય સમજતી હોત અને પગારને દિવસે પતિ કદાચ મારે અંબોડે ફૂલવેણી બાંધી આપત અગર એકાદ સસ્તી સાડી ખરીદવા લઇ જાત, તો પણ

મારું જીવન ખરે જ ધન્ય થઇ ગયેલું હું ના સમજત, શું ? અને પછી મારા પતિની નોકરી છૂટી જાત ત્યારે હું એને કેટલું આશ્વાસન આપત ! કોઇ સંસ્થા તરફથી જાહેર થયેલી ટૂંકી વાર્તાની હરીફાઇમાં ઇનામ જીતવાની મારા પતિની આશા નિષ્ફળ જાત, પરંતુ તે જ હરિફાઇમાં પતિથી છૂપી રીતે હું પણ ઊતરીને પહેલું એક હજાર રૂપિયાનું ઇનામ જીતી લાવત ને ? અને પછી તો અમારા દાંપત્યજીવનના માર્ગ ઉપર વાર્તાલેખકે કાંટા વિનાના ફૂલ જ પાથર્યા હોત ને ?

હું તો વિચારી રહી છું કે કોઇ હાસ્યરસિક કથા લખવાનો પ્રયાસ કરતા અર્ધદગ્ધ લેખકે મને પોતાની વાર્તાની નાયિકા બનાવી હોત તો પણ હું છું તે કરતાં તો જરૂર સુખી હોત. વાચકોને હસાવવા ખાતર મારા સર્જકે મને સ્થુળ કાયાવાળી અને ઝઘડાખોર ભલેને બનાવી હોત ! પરંતુ હું તોફાની બાળકોની માતા તો અવશ્ય બની હોત. ભલેને પછી તે બાળકોની સંખ્યા ઘણી બધી કેમ ન હોત ? મારું માતૃત્વ તો તે લેખકે જરૂર તૃપ્ત કર્યું હોત.

કોઇ સામાજિક ચિતાર આપવા ઇચ્છતા જુનવાણી વિચારના ધગશદાર લેખક મારી વહારે ધાયા હોત તો પણ હું ફરિયાદ ન કરત. ભલેને તેણે મને દિનભર વૈતરું કરતી અને સાસુનણંદનાં મહેણા–ટોણા સહન કરતી આર્યનારી કેમ ન બનાવી હોત ? રાત પડ્યે હું મારા પતિના હૈયામાંથી આશ્વાસન પામતી સંયુક્ત કુટુંબની આદર્શમય પત્ની બનીને સંતોષ માણી શકી હોત.

અરે ! હું તો ઇચ્છું છું કે છેવટ કોઇ ગુજરાતી ડિટેક્ટિવની વાર્તામાં પણ મને સ્થાન મળી ગયું હોત તો પણ શું ખોટું હતું ? મારી જિંદગી આવી એકધારી અને નીરસ તો ન જ બની ગઇ હોત ને ? ભોંયરામાં બેસીને હું ભેદી પત્રો લખી શકી હોત, આંખે કાળાં ચશ્મા ચઢાવી, કારણે–અકારણે રેલવે ટ્રેનના ફર્સ્ટ ક્લાસ કૂપેમાં મુસાફરીની મોજ માણતી હોત. હાથની વીંટીમાં અથવા મોં ઉપર પાઉડર છાંટવાના કૉમ્પેક્ટમાં અગર સિગરેટ ચેતાવવાની નાનીશી ડબ્બીમાં છૂપી કરામતભર્યા કેમેરા વડે છબીઓ ઝડપી લેતી હોત. અરે, પિસ્તોલ વડે ધડાધડ ધડાકા કરીને, સરસ નવીનક્કોર મોંઘીદાટ અમેરિકન મોટરમાં બેસીને મારા છૂપા રહેઠાણ તરફ હું નાસી શકી હોત.

અષાઢના આ છેલ્લા દિવસે હજી એકધારો વરસાદ વરસી રહ્યો છે. મારી વિચારધારા પણ એ જ વેગથી વહી જાય છે. મારી જિંદગીમાં વર્ષો પણ વહી રહ્યાં છે. ઊગતી જુવાનીમાં સેવેલા કોડ હવે સાવ સુકાઇને કોઇ સ્ત્રીના ઉદરમાં છોડ થઇ ગયેલા ગર્ભ જેવા બની ગયા છે. જીવન સાવ નીરસ અને શુષ્ક બની ગયું છે.

મારી મોટી બહેનની પાંચ સુવાવદો મેં ખડે પગે રહીને પાર પાડી આપી છે. પાંચે ભાણેજા મને પ્રેમપૂરવક 'વહાલી માશી'ને નામે સંબોધે છે. બહેન–બનેવી પણ અપાર માયા રાખે છે, પણ તેમાં મારી પ્રત્યે 'બાપડી, બિચારી'નો ધ્વનિ આવ્યા વગર રહેતો નથી; કેમ કે હું 'રહી ગયેલી' છું.

આવતી કાલે સવારે શ્રાવણ મહિનો બેસશે. હું વિચાર કરું છું કે હવે શ્રાવણનાં ઝરમર ઝરમર સરવરિયાં વરસશે. કવિએ પેલું ગીત ગાયું હતું :

ઝીણા ઝરમર વરાસે મેહ,<br>
    ભીંજે મારી ચુંદલડી.<br>
એવો નીતરે કૌમારનો નેહ,<br>
    ભીંજે મારી ચુંદલડી.

આ ગીત મારા જેવી પ્રૌઢ કુમારિકાને લાગુ પાડી શકાય. ખરું ?

---

**લે. વિનોદિની નીલકંઠ, 'અંગુલીનો સ્પર્શ : રવાણી પ્રકાશન, પ્રથમ આવૃત્તિ : 1965**

---


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr. Tanvi Shukla
Year-2, Issue 5, Continuous Issue 11, September - October 2012

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-2, Issue 5, Continuous Issue 11, September - October 2012

## માસ્ટર ઝચારીઅસ ભાગ –4: અનુ. જિગર શાહ

---

**માસ્ટર ઝચારીઅસ**
**(વિજ્ઞાનના અતિરેકના માઠા પરિણામોની કલ્પના કરતી વિશિષ્ટ નવલકથા)**

**લે. જૂલે વર્ન**
**અનુવાદ– જીગર શાહ**

*(વિજ્ઞાનને પોતાના જીવનનું સંપૂર્ણ ધ્યેય માની બધું દાવ પર લગાડી દેનારા જૂલે વર્નની વાર્તાઓના પાત્રો અદભુત રોમાંચ આપનારાં છે. માસ્ટર ઝચારીઅસ – આવું જ એક ધૂનિ પાત્ર છે. તેના મગજ ઉપર સવાર થયેલી વિજ્ઞાનની ગાંડી ધૂન તેની આસપાસની દુનીયાને પણ ભૂલાવી દેનારી નીવડે છે. આ મૂળ ફ્રેંચ કથા Maitre Zacharius ઈ.સ. 1854માં જૂલેવર્ને લખી હતી. લાંબો સમય અપ્રકાશિત રહ્યાં પછી તેનો સમાવેશ 1874માં પ્રકાશિત થયેલા Dr. OX Experiments નામના કથાસંગ્રહમાં થયો હતો. આ કથામાં જૂલે વર્ને વિજ્ઞાનના અતિરેકના માઠાં પરિણામોની ભવિષ્યવાણી કરવાનો પ્રયત્ન કર્યો છે. જે હાલના સમયમાં સર્જાયેલી પર્યાવર્ણીય સમસ્યાઓને જોતાં સાચી પડતી જણાય છે. આ રીતે પણ આ કથાનું અનેરું મહત્વ છે. એમાં અનુભવાતો કથા વેગ તો અદ્વિતીય છે જ આપને એ અનોખા આનંદની અનુભૂતિ કરાવનારી નીવડશે એવી શ્રદ્ધા છે. હવે પછીના હપ્તાઓમાં આ કથા પ્રકાશિત થવાની હોવાથી જલ્દીથી આપ સામયિકમાં રજિસ્ટર્ડ થાવ અને નવા અંકને પોતાના જ ઈ–મેઈલ પર મેળવી વાંચો.....)*
**ન.શુ.**

**4**

એ ઘડીમાનવ નગરમાં વારેવારે દેખાતો ન હતો પણ જ્યારે  સૂર્ય આકાશમાં મધ્યાહ્ને પહોંચતો ત્યારે સંત પિયરે ચર્ચના વિશાળ ઘડિયાળ પાસે આવીને તે ઊભો રહેતો હતો. બપોરના બાર વાગ્યાના બાર ડંકા ઘડિયાળમાં પડતા, ત્યાં સુધી તે ત્યાં થોભતો અને ત્યારબાદ ગાયબ થઈ જતો.

આ ઘડીમાનવ હવે વારંવાર માસ્ટર ઝચારીઅસની સામે હાજર થવા લાગ્યો. ઘણીવાર રસ્તે ચાલતા ચાલતા પણ તે તેમની પાછળ પાછળ ચાલતો દેખાતો. લોકો આ વિચિત્ર માણસને જોઈ ગભરાઈ જતા હતા. એઓને જાણવું હતું કે માસ્ટર ઝચારીઅસ અને આ ભેદી વ્યક્તિ વચ્ચે શું સંબંધ છે...? પણ ઘડિયાળો અટકી પડવાની ઘટનાને, ઘણા લોકો ઝચારીઅસની મેલીવિદ્યા સાથે સાંકળતા હતા. એ કારણે આ બાબતે તેમને પૂછવાની કોઈની હિંમત થતી ન હતી. માસ્ટર ઝચારિઅસ અને જીરાડ જ્યારે પણ બહાર ફરવા નીકળતા ત્યારે આ ભેદી માણસ કાયમ તેમનો પીછો કરી તેમના પર નજર રાખતો.

એક દિવસ જીરાડ અને ઝચારીઅસ ફરવા નીકળ્યાં હતા. જીરાડે જોઉં કે પેલો ઘડીમાનવ તેમનો પીછો કરી રહ્યો હતો. દરરોજ કરતાં તે આજે એકદમ નજીક આવી ગયો હતો. જીરાડે પાછળ જોયું, ભેદી વૃદ્ધ વિચિત્ર રીતે હસ્યો. જીરાડ ગભરાઈ ગઈ. બાજુમાં જ ચાલતા પોતાના પિતાને વળગી પડી.

'શું થયું જીરાડ ? – ઝચારીઅસે પૂછ્યું.

'કંઈ નહીં' – જીરા'ડ બોલી.

'પણ તું એકદમ ગભરાયેલી લાગી રહી છે. કોઈ ડર તારા ચહેરા પર દેખાઇ રહ્યો છે. એવું તે શું છે જે તું મને કહેવા નથી માંગતી...'

'ઓહ, એવું ગંભીર કંઈ જ નથી. તમે ચિંતા ન કરો. હું શાંત છું. પણ મને અહીં કંઈક રહસ્યમય બની રહ્યું હોય તેવું વર્તાઈ રહ્યું છે.'

'એવું તે શું છે અહીં...?'

'પેલા ભયાનક વૃદ્ધને જૂઓ...કેટલાય દિવસોથી હું જોઈ રહી છું કે જ્યારે આપણે બહાર નીકળીએ છીએ ત્યારે તે સતત આપણો પીછો કરતો રહે છે. તેની આવી વર્તણૂંક ઉપર મને શંકા જાય છે.'– જીરાડ ધીમા અવાજે માસ્ટર ઝચારીઅસનું એ તરફ ધ્યાન દોરતા કહ્યું.

માસ્ટર ઝચારીઅસે પાછળ આવી રહેલા વૃદ્ધ ડોસા તરફ જોયું.

'ઓહ તું આની વાત કરે છે... ! એનાથી ડરવાની જરૂર નથી. કોઈપણ જાતની ચિંતા ઝચારીઅસના ચહેરા પર જણાતી ન હતી. તે વૃદ્ધના ચહેરા તરફ જોઈ શાંતિથી બોલ્યા– 'ચાર વાગ્યા છે. ડરવાની કોઈ જરૂર નથી. તે કોઈ માણસ નથી. એક ઘડિયાળ જ છે.'

માસ્ટરની આવી વાતથી જીરાડને કોઈ આશ્વાસન મળ્યું નહીં. તે હજી પણ  ભયભીત જ હતી. એ કંઈ પણ બોલી શકી નહીં. તે હજી પણ ભયભીત જ હતી. તે વિચારી રહી હતી કે આ ભેદી વૃદ્ધના કદરૂપા ચહેરા પર તેમને સમય કેવી રીતે દેખાતો હતો. ઉપરાંત તે તેને માણસ નહીં પણ એક ઘડિયાળ કહી રહ્યાં હતા. એવી ભેદી વ્યક્તિની બાબતમાં પિતાનું વલણ એને સમજાયું નહીં.

'છોડ હવે એ વાત'– એ બાબત તરફ વધુ ધ્યાન આપવાને બદલે ઝચારીઅસે વાત બદલતા પૂછ્યુઃ 'છેલ્લા ઘણાં દિવસથી ઑબર્ટ નથી દેખાતો. શું એ આપણને છોડીને ક્યાંય બહારગામ જતો રહ્યો છે...?'

'એ આપણને છોડીને ક્યાય નથી ગયો.  આપણને છોડીને જઈ પણ કેવી રીતે શકે...?' જીરાડ પણ ઑબર્ટની વાત આવતાં થોડી હળવી બની.

'તો પછી એ ક્યાં છે ? શું કરી રહ્યો છે ? મને મળવા પણ નથી આવતો.'

'એ કામમાં ડૂબી ગયો છે.'

'ઓહ, ઝચારીઅસને જાણે અચાનક ભાન થયું હોય તેમ બોલ્યા. મારી ખોટકાયેલી ઘડિયાળોના સમારકામમાં તે રોકાયેલો છે....બરાબરને..? પણ તેને ક્યારેય સફળતા નહીં મળે. એ ઘડિયાળોને સમારકામની નહીં, પુનઃજીવિત કરવાની જરૂર છે.'

ઝચારીઅસની આવી વાતનો જીરાડે પ્રત્યુત્તર આપ્યો નહીં.

'મારે એ જાણવું છે કે મારી આ માંદગી દરમિયાન તમે બીજી કેટલી બગડેલી ઘડિયાળો પાછી ખરીદી છે....?'

આ શબ્દો સાથે જ ઝચારીઅસ ચૂપ થઈ ગયા. જીરાડે પણ તેનો જવાબ આપ્યો નહીં. બંને ચાલતાં–ચાલતાં પોતાના ઘર સુધી આવી ગયાં હતાં. ઘરમાં પ્રવેશતાં જ ઝચારીઅસ સીધા પોતાના વર્કશોપ તરફ જતાં રહ્યાં. જીરાડ પણ તેમને રોકી શકી નહીં. તે પોતે પણ પોતાના રૂમમાં જતી રહી. લાંબી માંદગીમાં પટકાયા બાદ ઝચારીઅસ સૌ પ્રથમ વખત પોતાના વર્કશોપમાં ગયા.

ઝચારીઅસના વર્કશોપમાં પ્રવેશ કરતાં જ દીવાલ પર ચારે તરફ લગાડવામાં આવેલી અનેક ઘડિયાળોમાં પાંચ વાગ્યાના સૂચક ટકોરા પડવાની શરુઆત થઈ ગઇ. સામાન્ય સંજોગોમાં બધી ઘડિયાળો એટલી સચોટ હતી કે તેમાં કલાક સૂકચ ટકોરા એકી સાથે પડતા. એક સાથે થતો દરેક ઘડિયાળના ટકોરાઓનો અવાજ ઝચારીઅસને આનંદિત કરી મૂકતો પણ આજે બધી ઘડિયાળોમાં ટકોરા એકસાથે ચાલુ થવાને બદલે આગળ પાછળ થવા લાગ્યા. ઘડિયાળો તો હવે પહેલા જેવી સચોટ રહી ન હતી. એક પછી એક અનિશ્ચિત રીતે ઘડિયાળોમાં પડતો ટકોરાઓનો અવાજ સતત પંદર મિનિટ સુધી ગૂંજતો રહ્યો. સતત અવાજના કારણે ઝચારીઅસના કાનમાં ક્ષણિક બહેરાશ વર્તાવા લાગી. અવાજ કરતાં પણ વધુ તેમની અચોક્કસતા કઠતી હતી. તે વિવિધ ઘડિયાળો સમક્ષ જઈ તેને નિયમિત કરવા કે તેને અટકી જવાનું સમજાવવા પ્રયત્ન કરવા લાગ્યા. જાણે કોઈ ઓરક્રેસ્ટ્રાનો લીડર પોતાનો લય ગુમાવી બેઠેલા સંગીતજ્ઞોને લયમાં લાવવા સૂચન ન આપતો હોય...!!

વર્કશોપની છેલ્લી ઘડિયાળના ટકોરા બંધ થયા, ત્યારે ઝચારીઅસનું આખું શરીર ધ્રૂજતું હતું. એ જ વખતે વર્કશોપનો દરવાજો ખૂલ્યો અને પેલો ઠીંગણો વૃદ્ધ અંદર પ્રવેશ્યો. ઝચારીઅસ સમક્ષ જોઈ તે બોલ્યો.

'માસ્ટર, શું હું તમારી સાથે થોડી વાત કરી શકું...?'

'તું કોણ છે..?' ઝચારીઅસે રૂક્ષતાથી પૂછ્યું.

'તમારો સાથી, મારું કામ સૂર્યની ગતિને નિયંત્રિત કરવાનું છે.'

'ઓહ તો સૂર્યની ગતિને તું નિયમિત કરે છે ?' ઝચારીઅસે તુચ્છકારથી જવાબ આપતાં આગળ ચલાવ્યું. 'પણ હું તારા આ કાર્યથી સંતુષ્ઠ નથી. તારા સૂર્યની ગતિ ખૂબ જ અનિયમિત છે. આખા વર્ષ દરમિયાન તેના ઉગવાનો અને આથમવાનો સમય એકદમ અચોક્કસ છે. તે માટે મારે, મારી ઘડિયાળોના સમયને પણ આગળ–પાછળ કરવા પડે છે.'

'હા, તમે સાચા છો, માસ્ટર. મારો સૂર્ય તમારી ઘડિયાળો જેટલો ચોક્કસ નથી. તેનો ઉગવાનો કે આથમવાનો સમય પણ તમારી ઘડિયાળો જેવો નથી. પણ તમારી ઘડિયાળોની માફક ક્યારેક તો તે જરૂરથી ચોક્કસ બનશે, તે માટે હું પૂરતા પ્રયત્નો કરીશ.'

'શું હું તમારી રજા લઇ શકું છું...?' ઝચારીઅસની આંખોમાં વિજયી ચમક ઝળકી રહી હતી.

'નિઃશંકપણે..!' ઠીંગણો વૃદ્ધ ખંધુ હસતાં આગળ બોલ્યો. 'તમે એવું માનો છો કે તમે ક્યારેય મૃત્યુ નહીં પામો...?'

'ઓહ અત્યારે તો હું બીમાર છું.'

'હમ્મ્..હું પણ અહીં તમારી માંદગી વિશે જ વાત કરવા આવ્યો છું.'

આ શબ્દો સાથે જ વિચિત્ર આગંતુક કૂદકો મારી ઝચારીઅસની જૂની ચામડાની ખુરશી ઉપર ચઢી ગયો. પોતાના બંને પગ ઉપર લઇ, તેણે આંટી મારી લીધી. એ રીતે વળેલા તેના પગની ચોકડી વચ્ચે ભયાનક વિશાળ ચહેરાથી, ભયસૂચક ખોપરી અને હાડકાના નિશાન જેવો તેનો દેખાવ લાગી રહ્યો હતો. તેના કર્કશ અવાજમાં તેણે બોલવાનું ચાલું રાખ્યું.

'જૂઓ માસ્ટર ઝચારીઅસ, જીનીવામાં તમારા વિશે એક જ વાત થઈ રહી છે. તમારી તબિયત કથળી રહી છે અને તમારી તબિયતની અસર તમારી બનાવેલી ઘડિયાળો ઉપર પણ થઈ રહી છે. તેથી તમારી તબિયત સાથે તમારી ઘડિયાળોને પણ ડોક્ટરી ઉપચારોની જરુર છે.'


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr. Tanvi Shukla
Year-2, Issue 5, Continuous Issue 11, September - October 2012

'તો શું તું પણ એવું માને છે કે મારા સ્વાસ્થ્ય અને મારી બનાવેલી ઘડિયાળોની વચ્ચે કોઈ ભેદી સંબંધ છે..?' ઝચારીઅસે ઉત્તેજિત થઈ પૂછ્યું.

'મને આ ઘડિયાળમાં ખામીઓ હોય તેમ લાગે છે. તે ચોક્કસ રીતે કામ નથી આપતી તેની આવી અચોક્કસતા માટે તમારી બનાવટના મૂળમાં રહેલી ખામી જ જવાબદાર છે. મારા મતે તેમાં સુધારા–વધારા જરૂરી છે.'

'એવી તે એમાં શું ખામી છે ? ભેદી આગંતુકની આવી વાતથી ઝચારીઅસ સમસમી ગયા. તેણે તેમની જીવનભરની મહેનત ઉપર ગંભીર પ્રશ્ન ઉઠાવ્યો હતો. તેમના માટે તે અસહ્ય હતું. 'શું આવી શ્રેષ્ઠ ઘડિયાળોના સર્જનનો મને ગર્વ ન હોવો જોઈએ...? આ મહાન શોધ મેં કરી છે. અને એને તારે પણ બીરદાવવી જ રહી.'

'આ ઘડિયાળોની શોધનો ગર્વ...? આવેલો વૃદ્ધ તુચ્છકારથી બોલ્યો. આ તારો ખોટો અહંકાર છે. આ ઘડિયાળો પર કોતરાયેલા તારા નામ પર તને ગર્વ છે.. એક દિવસ તું જ તેને ધિક્કારીશ. તારી બધી ઘડિયાળો આમ જ ખોટકાઈને અટકી જશે. અને તેને માટે તું કંઈ નહીં કરી શકે, માસ્ટર ઝચારીઅસ. એ દિવસે તું જીનીવાનો જગવિખ્યાત ઘડિયાળી નહીં પણ સૌથી મૂર્ખ ઘડિયાળી તરીકે ઓળખાશે. એ દિવસ હવે મને દૂર નથી દેખાતો.'

'હું મૂર્ખ ઘડિયાળી...?' ઝચારીઅસનું સ્વમાન ઘવાયું હતું. ગુસ્સો તેમના કાબૂમાં રહી શકે તેમ ન હતું.

'હા, તું માસ્ટર ઝચારીઅસ.. ! તું જ. જે પોતાની ઘડિયાળોને પુનઃ જીવત પણ નથી કરી શકતો. અત્યાર સુધી શાંતિથી વાત કરતો વૃદ્ધ હવે આક્રમક બની ગયો.

'માન્યું કે હું બીમાર છું. પરંતુ તેને અને મારી ઘડિયાળોની સુચારુ કામગીરીને શું લાગે વળગે...? અનપેક્ષિત આગંતુકના આક્રમક વલણથી ઝચારીઅસના અહમને ભારે ઠેસ પહોંચી હતી. ચિંતા અને ભયના કારણે તે પરસેવાથી રેબઝેબ થઈ ગયા.

'માનવું ન માનવું એ તારી મરજીની વાત છે. છતાં તું યાદ રાખ કે તારી એ ઘડિયાળો પણ તારા મૃત્યુ સાથે મરણ પામશે.'

પોતાના મૃત્યુની વાત આવતા માસ્ટર ઝચારીઅસ એકદમ ગુસ્સે થઈ ગયા.

'મારું મૃત્યુ...? હું ક્યારેય મરી શકું ? હું આ દુનિયાનો પહેલો ઘડિયાળી. ધાતુના ચક્રો અને અન્ય ભાગોને જોડીને ચોક્કસ સમય માપતી ઘડિયાળોનું સર્જન કરનાર...! ઘડિયાળોમાં પ્રાણ પૂરનાર...! સમયના માપન વગર માનવજીવન કેવું અચોક્કસ અને ઢંગધડા વગરનું હોત, તેનો તને ખ્યાલ છે ? માનવજીવનને મેં ચોક્કસ માર્ગે વાળ્યું છે. તેને એક દિશા આપી છે. પણ તારા જેવો માણસ, યંત્ર કે પછી સેતાન, તું જે હોય તે, મારી આ ઉન્નત કળાને ક્યારેય સમજી નહીં શકે. હું માસ્ટર ઝચારીઅસ, ક્યારેય મરવાનો નથી. હું અમર છું. હું સમયને નિયંત્રિત રાખું છું. અને સમયનો અંત પણ મારી સાથે આવશે. સમયના અંત સાથે સમગ્ર માનવજાત અંધાધૂંધીમાં અટવાઈ જશે. મારી સાથે તેનો પણ અંત થશે. મારું કામ બ્રંહ્માંડના સર્જક જેવું છે. જો ઈશ્વરે અનંત બ્રહ્માંડનું સર્જન કર્યું છે, તો મેં સમયનું. બંને એકબીજાના પૂરક છે. એક વગર બીજાનું અસ્તિત્વ શક્ય નથી. હું ઈશ્વરની સમકક્ષ છું. તેની બધી શક્તિઓનો હું ભાગીદાર છું. હું ક્યારેય મરી ન શકું.'

માસ્ટર ઝચારીઅસ એક શ્વાસે ઘણું બધું બોલી ગયા. ઠીંગણો વૃદ્ધ એકીટશે એના તરફ તાકી જોઈ રહ્યો. ઝચારીઅસને બોલતા અટકાવવાનો પ્રયાસ પણ ન કર્યો.

'બહુ સરસ...!' ઝચારીઅસ. તેણે પોતાનું મૌન તોડ્યું. – 'હું પોતાને તમારી માફક ઈશ્વર સાથે તો ન સરખાવી શકું. તમે એક દૈવી મનુષ્ય છો. આશા છે તમારી આ કીર્તિ આમ જ જળવાઈ રહે તેવી મારી શુભેચ્છા. પણ તમારા આ તુચ્છ સેવકની ઇચ્છા તમને મદદ કરવાની છે. તમારી સામે વિદ્રોહ કરી રહેલી તમારી જ ઘડિયાળોને કાબુમાં લેવાનો ઉપાય તમને બતાવવા માગું છું.'

આવેગમાં ઘણું બધું બોલી ગયેલા ઝચારીઅસમાં પોતાની ક્ષતિગ્રસ્ત ઘડિયાળોની ખામીને સુધારવાના ઉપાયની વાત માત્રથી નવી ચેતના આવી. તેમની રૂક્ષતા નમ્રતામાં ફેરવાઈ ગઈ. ઝડપથી તે બોલી ઉઠ્યા.

'શું છે તેનો ઉપાય...? મને જલદી જણાવ.. શું છે...?'

'હું તને તે જણાવીશ પણ તે માટે તારે મારી એક શરત પૂરી કરવી પડશે...'

'શરત...! કેવી શરત...?'

'તારે તારી પુત્રી જીરાડના લગ્ન મારી સાથે કરવા પડશે. તું તેના લગ્ન મારી સાથે કરીશ પછી જ હું તને ઘડિયાળમાં રહેલી ખામીનો ઉપાય જણાવીશ.'

'મારી પુત્રી જીરાડ..?'

'હા.'

'ના, એ ક્યારેય નહીં બની શકે. તે બીજાને પ્રેમ કરે છે.' ઝચારીઅસની ઇચ્છા હતી કે તે બીજી કોઈ શરત મુકે.

પણ વૃદ્ધ આગંતુક અન્ય કોઈ શરત મૂકવા તૈયાર ન હતો. તે પોતાની વાત પર જ અડગ રહ્યો.

'તારે, તારી પુત્રીના વિવાહ મારી સાથે જ કરવા પડશે.'

'મારી પુત્રી... ના...ના...ક્યારેય નહીં.'

'જેવી તારી ઇચ્છા..મહાન ઘડિયાળી માસ્ટર ઝચારીઅસ. જાવ અને તમારી ઘડિયાળોને સમારકામ કરવાના નિરર્થક પ્રયત્નમાં ફરી લાગી જાવ. જીરાડ અને ઔબર્ટના લગ્નની પણ તૈયાર કરો. પણ મારી એક વાત ધ્યાનમાં રાખજો. તમે તમારી ઘડિયાળોના ચક્રો અને તેના બીજા ભાગોમાં ગમે તેટલા ફેરફાર કરશો કે જીરાડ– ઔબર્ટના ભાવિ માટે ગમે તેટલી પ્રાર્થના કરો. પણ તમારી ઘડિયાળો ફરી ક્યારેય શરુ નહીં થાય તેમજ જીરાડ અને ઔબર્ટના લગ્ન પણ થશે નહીં.'

કાળવાણી ઉચ્ચારીને ભયાનક વૃદ્ધ ત્યાંથી અચાનક ગાયબ થઈ ગયો.

(વધુ આવતા અંકે...)

---

**અનુ. જીગર શાહ, સુરત**

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-2, Issue 5, Continuous Issue 11, September - October 2012

# રોમીઓ અને જુલિયટ ભાગ– 4: અનુ. મહેન્દ્ર ભટ્ટ

**ભાગ– 4**
**રોમીયો અને જુલીયટ**
**મુખ્ય વાર્તા લેખક– માટ્ટઓ બેન્ડેલા.**
**અંગ્રેજીમાંથી ગુજરાતી અનુવાદ– મહેન્દ્ર ભટ્ટ**

*(રોમીયો અને જુલીયટ– ના નામથી અજાણ એવો કોઈ જણ શોધવો અઘરો પડે. વિશ્વભરમાં જાણીતા આ પ્રેમીઓના નામ અત્યંત પ્રસિદ્ધ છે. પરંતુ એ મૂળમાં એમની વાત શું હતી – એનાથી અવગત ન હોય એવા ભાવકોને આ રચનાની જાણકારી મળી રહે તે હેતુથી આ કથાને સાહિત્યસેતુમાં હપ્તાવાર પ્રકાશિત કરવામાં આવનાર છે. આશા રાખીએ છીએ કે આપ સૌ આ કથાનો આનંદ ઉઠાવો. પ્રતિભાવો આપશો એવી અપેક્ષા રાખીએ છીએ. – સંપાદક)*

જુલિયટ વિલાપ કરતી રહી. રોમિયોનું કૃત્ય કોઈ રીતે એની સમજમાં ઉતરતું ન હતું. એ વિચારતી રહીઃ આડે ન આવ્યું તેં આપેલ વચન...તારી કીર્તિ કલંકિત કેમ કરી..મને કરી દુઃખીયારી, અનાથ, તારી આ સહધર્મચારિણી અને મિત્ર...એટલી જ જો તરસ હતી તને કેપેલેટના લોહીની તો કેમ છોડ્યું મારું આ તને વહાલું હ્રદય... જે હતું તારા હવાલે, ખાનગી એકાંત સ્થળે... મારા પર મેળેલ વિજય તારા એ મહત્વકાંક્ષી મન માટે પુરતો નહોતો... તે તેં મારા સગાવહાલાના લોહીના રંગે તેને વધારે ભવ્ય બનાવ્યો...જા હવે અન્ય સ્થળે જઈ છેતરજે અન્યને તારા એ મોહક વ્યક્તિત્વ વડે, ફસાવજે કોઈને તારી ભ્રમ જાળમાં, પણ તારું મોં ન દેખાડજે મને. હું છું ત્યાં આવીશ નહીં ફરી. મારા દુભાયેલા મનને તારો બચાવ શાતા નહીં આપી શકે. શેષ જિંદગી વિલાપમાં વિતાવીશ. આંસુ સુકાઈ જાય, શરીર માટીમાં મળી જાય ત્યાં સુધી.

આટલું બોલતાં બોલતાં તો એનું હ્રદય ભરાઈ આવ્યું અને તેના કોમળ શરીરને એટલો બધો તો શ્રમ પડ્યો કે ન તો તે આગળ બોલી શકી કે ન તો રડી શકી. મૂર્છિત થઈ પડી, નિષ્પ્રાણ જેવી. પણ ધીમે ધીમે જાત પર કાબુ મેળવતી ગઈ અને ભાનમાં આવી હોય તેમ બોલી.

ઓહ, બીજાની કીર્તિને વખોડતી જીભ, દુશ્મનો પણ જેને વખાણતા થાકતા નથી, તેના માટે કેવું બોલે છે તું...તારા રોમિયો પર આવું દોષારોપણ .. એ પણ જે સાવ બેગુનાહ છે. નિર્દોષ છે. તેના માટે તું આવું બોલે છે. તો પછી તે આશરો શોધશે ક્યાં...તું તો માત્ર તેનું સલામત આશ્રયસ્થાન...દુઃખનું એકમાત્ર આશ્વાસન.. અને તું ઉઠીને તેને અપકીર્તિ આપે છે....લે, રોમિયો મારા કૃતઘ્નિપણાનો સંતોષ... મારા જીવનનું આથી વધારે સાર્થક બલિદાન કયું હોય...તારી વફાદારીને મેં જ દગો કર્યો તે ભલે દુનિયા આખી જાણે. તારા પર વેર લેશે લોકો. અને મારી ભૂલ માટે આપશે સજા. આમ બોલતા બોલતાં તો તેની તમાર શક્તિઓ હણાઈ ગઈ.

આ તરફ જુલિયેટને ન જોતા તેની વૃદ્ધ આયા તેને શોધવા મહેલમાં દરેક જગ્યાએ ફરી વળી. તેને ખબર ન પડી કે જુલિયેટ ક્યાં અદશ્ય થઈ ગઈ...અંતે તેણે તેને તેની શૈયા પર પડેલી જોઈ. શરીર તો ઠંડુગાર. જાણે આરસપહાણ ન હોય.. વૃદ્ધાને થયું કે તે મૃત્યું પામી. તેથી તે રડવા માંડી. તેને કંઈ સમજાતું ન હતું. તે બોલીઃ – અરે મારી વહાલી દીકરી, તારા મૃત્યુથી મને કેટલો આઘાત લાગ્યો છે. કેટલો શોક છે મને... બોલતાં બોલતાં તેના શરીર પર હાથ ફેરવતી ગઈ. હાથ ફેરવતા તેને જીવનનું આશાકિરણ માલુમ પડ્યું. તે તેને ઢંઢોળવા લાગી. અંતે જુલિયેટ મૂર્છામાંથી જાગૃત થઈ. જુલિયેટ, મારી વહાલી શું થઈ ગયું છે તને...શાને આટલો બધો ખળભળાટ...દુઃખ શેનું છે...આ દર્દ શેનું છે... આ બેસુમાર ભારણ...

અરે મા, શું તું નથી જાણતી આ આંસુ, દુઃખ, દર્દ અને ફરિયાદનું કારણ...એકી સાથે બે બે જણને ગુમાવ્યાં છે મેં. મને બન્ને ખુબ વહાલા હતા. ..મને લાગે છે કે તારી જેવી ગુણિયલ યુવતિને આ અતિરેક શોભે નહીં. આફતના સમયે સ્વસ્થ રહેવું ડહાપણભર્યું હોય છે. અને થિબાલ્ટ તારા આંસુથી હવે દુનિયામાં પાછો તો નથી ફરવાનો. તેની ઉદ્ધંડતા પણ કંઈ ઓછી નહોતી. શૌર્ય અને પુરુષાતનમાં બિલકુલ ઉતરતો નહીં તેવા રોમિયોને હુમલો કરી ગુસ્સે કરવો તેને માટે યોગ્ય નહોતું. રોમિયો શું કાયરની માફક જોતો રહે... એમાં એણે ખોટું શું કર્યું છે... શું તારા માટે એ પુરતું નથી કે રોમિયો તો જીવે છે હજી. એ તો એવી વાત છે કે જીવતો નર ભદ્રા પામે. દેશનિકાલની સજા તો કદાચ કાલે પૂરી થાય. તું તો જાણે છે બધાનો તે કેટલો માનીતો છે...ખુદ પણ કેટલો મહાન છે. માટે શાંત થા. નસીબજોગે અત્યારે તારાથી એ દુર છે પણ મને ખાતરી છે કે, એક દિવસે એ જરુર તારી પાસે પાછો ફરશે. વિચારી જો કે એ પણ કેટલી મધુર, સુખકર અને આનંદદાયક હશે. હમણાં તો તે કઇ પરિસ્થિતિમાં છે તેની ભાળ મેળવવી રહી. જો આ ભારણ દૂર કરવાનું તું મને વચન આપતો હું હમણાં જ જાઉં ફાધર લૉરેન્સ પાસે અને ભાળ કાઢું તેની.

જુલિયેટલને તેની વફાદાર આયાના શબ્દોમાં વિશ્વાસ બેઠો. તે શાંત થઈ ગઈ. વૃદ્ધ આયા તરત જ ફ્રાયર લૉરેન્સ પાસે પહોંચી. ફ્રાયરે કહ્યું કે, રાત્રે રોમિયો જુલિયેટને મળવા નિયત સમયે જરૂર આવશે, અને શું કરવું તે અંગે વાત કરશે.

રોમિયોની પરિસ્થિતિ એક સાગરખેડુ જેવી હતી. આફતના તોફાનમાં અહીં તહીં અથડાયા પછી આશાના કિરણ સમાન, ઉતરવા લાયક જમીન જૂએ અને બચી ગયાનો ખાત્રીપૂર્વક અહેસાસ થતાં આનંદ અનુભવે. પણ બીજી જ ક્ષણે ફરી સમુદ્ર ઉછળે અને મોજા ઉગ્ર બની ગર્જના કરતા દેખાય અને મોતના જડબામાં ધકેલાયાની લાગણી થાય. એમ ઘડીમાં સુખ તો ઘડીમાં દુઃખ. પળેપળ પલ્લા નમતા હતા. આખરે નિયત સમયે વચન પ્રમાણે તે ઉપડ્યો અને લટકતી નિસર્ણીની મદદ લઇ પહોંચ્યો જુલિયેટના શયનખંડમાં, પહોંચતા જ તેણે જુલિયેટને પોતાની બાહોમાં સમાવી લીધી અને બોલ્યો.

મારી વહાલી સખી, મને તો હતું કે આપમા લગ્નથી આપણા કુટુંબોમાં આનંદદાયક સુમેળ અને સંપ બની રહેશે. મેં વરની પૂર્ણાહૂતિનો ઉદ્ધેશ ઇચ્છ્યો હતો અને ઈશ્વરે નિર્મેલી સ્થિતિમાં પાછળનું જીવન વ્યતિત કરવાની મને આશા હતી. મારો ઈરાદો સ્વચ્છ અને પારદર્શક હતો. પણ બન્યું કંઈક તેનાથી સાવ વિપરીત. કુદરતની ગતિ ન્યારી છે. આવી ઇચ્છાના બદલામાં મને મળી રખડપટ્ટી, જુદા જુદા પ્રદેશમાં ભટકવાનું, મિત્રોથી જુદો, અલગ એકલો, નહીં રહેઠાણની કોઈ જગ્યા નિશ્ચિત. આમાં હું તને શું કહું કે મારી ગેરહાજરી દરમિયાન તું શાંતિથી કેમ, ક્યાં રહીશ...

બસ, વેદનાથી ભયભીત બનેલી જુલિયેટના આંસુએ તેને બોલતા અટકાવી દીધો. તે બોલી – રોમિયો, તું આટલો પથ્થરદિલ ઇન્સાન કેમ બની ગયો...ક્યાં ગઈ તારી દયા...કેમ મુકી મને એકલી, ઘેરાયેલી આ ઘાતકી વેદનાઓમાં...ના, ના રોમિયો તારે બેમાંથી એક વાતે તો નિર્ણય કરવો જ પડશે. કાં તો તું જા પછી તરત જ આ બારીએથી પડતું મૂકું અને મારું જીવન સમાપ્ત કરી દઉં. નહીંતર લઇ જા મને તારી સાથે. જ્યાં જ્યાં તું જઇશ ત્યાં તારા પડછાયા માફક રહીશ અને પથદર્શક બની તને મર્ગદર્શન આપીશ.


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr. Tanvi Shukla
Year-2, Issue 5, Continuous Issue 11, September - October 2012

કારણ હું તારામાં ઓતપ્રોત બની ગઈ છું કે તું જઈશ પછી નિશ્ચેત બની જશે મારું આ શરીર. મારું જીવન હેતુવિહિન થઈ જશે. મને તારા વગર જીવવાની ઇચ્છા જ નથી. તારા સાન્નિધ્યમાં જ મને સુખ પ્રાપ્ત થાય છે. માટે આ બદનસીબને તારી સાથે લઈજા. તને આજીજી કરું છું. રોમિયો તું એક માત્ર તો છે મારો આધાર. હું તારા નોકર તરીકે રહીશ. બસ. તારા દુર્ભાગ્યની સાથી. અને તને જો એમ હોય કે મને આ વેશમાં તારી પત્ની તરીકે તું મને સાથે રાખી નહીં શકે તો હું વેશપલટો કરવા પણ તૈયાર છું કે પછી તને એવો શક છે કે તારા વફાદાર નોકર પેટ્રો કરતાં મારી સેવા ઉણી ઉતરશે...તેના કરતાં મારી નમકહલાલી કે વફાદારી ઓછી પડશે...મારા સૌંદર્યની સ્તૃતિ કે વારંવાર કરી છે શું તને હવે તેના માટે માન રહ્યું નથી...મારા આંસુ, મારો પ્રેમ, એ સુખદ પળો, આનંદ, જે કાંઈ તેં અનુભવ્યું છે મારા સાનિધ્યમાં તે બધું શું વિસ્મૃત થઈ ગયું...

જુલિયેટની આવી દશા નિહાળી, તે વધારે કંઈ બોલે તે પહેલાં તો રોમિયોએ તેને પોતાની બાહોમાં સમાવી લીધી. પ્રેમભર્યું ચૂંબન આપતા તે બોલ્યો, બસ કર જુલિયેટ, મારા દિલની સમ્રાજ્ઞી, ઇશ્વરની સાક્ષીએ તને વિનંતી કરું છું કે જે ઉત્કટ પ્રેમ હું તારા માટે અનુભવું છું તેના સોગંદ, આવા ખોટા વિચાર કરવાનું છોડી દે. નહિંતર તું આપણા બંને માટે સંકટ ઊભું કરીશ. તેમ છતાં તારા મનનાં વિચારો પ્રમાણે જ કરવાનો આગ્રહ રાખીશ તો તો પછી વિનાશ નિશ્ચિત જ છે. તારી ગેરહાજરીની જાણ તારા પિતાને થશે કે તરત તે આપણો પીછો કરશે અને પકડી પાડશે. અંતે બંનેને ક્રૂર સજા થશે. મને ચોરી કર્યાની અને તને પિતાની આજ્ઞાના ઉલ્લંઘનની. ઉલ્લાસભર્યા આપણા જીવનની પરિકલ્પના ત્યાં જ પૂરી થઈ જશે. શરમજનક મૃત્યુ તેના પર પૂર્ણવિરામ મુકી દેશે. માટે બુદ્ધિથી કામ લે. થોડા સમય માટે ગોપાવી દે તારા આ વિચારને. મારી હદપારીના સમય દરમિયાન હું કંઈક એવું કરી બતાવીશ કે બે ચાર માસમાં મારી સજા માફ થઈ જાય અને ઘરે પાછો ફરું. જો એમ ન થાય તો પણ મિત્રોની મદદ લઈ બળજબરીથી લઈ જઈશ તને વેરોનાની પાર, એ પણ નકલી વેશપલટામાં નહીં. હા, મારી પત્ની તરીકે. હંમેશના જીવનસાથી તરીકે. પરંતુ તે દરમ્યાન ધીરજ ધરજે અને ખાત્રી રાખજે કે મૃત્યુ સીવાય આપણ બેઉને કોઈ વિખુટા પાડી શકશે નહીં.

રોમિયોની વાત જુલિયેટના દિલમાં ઉતરી ગઇ. તે બોલી, મારી વહાલા મિત્ર, તારી ઇચ્છા અને આનંદ ખાતર તું કહે છે તેમ હું કરીશ. તું જ્યાં જ્યાં જઈશ ત્યાં ત્યાં મારું હ્રદય અને મારી શુભકામના તારી સાથે રહેશે. પણ એક વાત કહું કે, ફ્રાયર લૉરેન્સ મારફત તારા સમાચાર મને મોકલતો રહેજે.

પ્રેમીઓએ બીચારાઓએ તે રાત આ રીતે પસાર કરી અને પ્હો ફાટતા અલગ પડ્યાં. બંનેને પારાવાર દુઃખ થયું. જુલિયેટની વિદાય લઇ રોમિયો પહોંચ્યો ફ્રાયર લૉરેન્સ પાસે. બધી જ માહિતી તેને આપી. તે ત્યાંથી ઉપડ્યો, એક વેપારીના વેશમાં, વેરોનાથી દૂર અને વગર આફતે પહોંચ્યો મોન્ટૂઆ. ત્યાં તેણે એક મકાન ભાડે લીધું અને ઉંચા લોકોની સોબતમાં દિવસો વ્યતિત કરવા લાગ્યો. દુઃખનું ઓસડ દહાડા– એ ન્યાયે ધીરે ધીરે પોતાની વેદના ભૂલવામાં કામયાબ થયો.

પરંતુ આ તરફ જુલિયેટ બિચારીના હાલ–હવાલ તો એવા થયા કે તે પોતાનું દુઃખ છાનું રાખી શકી નહીં. તેના ચહેરા પરની ફિક્કાશ ચાડી ખાઈ ગઈ. તેને વારંવાર નિઃસાસા નાંખતી જોઈ તેની માતાથી ન રહેવાયું.– પુત્રી, જો તું આમ જ રહીશ તો તો હું ને તારા પિતા જલ્દી મૃત્યુ પામશું. અમે બંને અમારા જીવન કરતાં પણ વધારે તને ચાહીએ છીએ. તારું આ દુઃખ હળવું કર, આનંદમાં રહે. થિબાલ્ટના મૃત્યુના વિચાર કરવા છોડી દે. ઇશ્વરને ગમ્યું તે ખરું. તેને થિબાલ્ટની વધારે જરૂર હશે. શું તને એમ છે કે તારા આંસુથી દેવ પોતાની ઇચ્છા બદલી દેશે.

જુલિયેટ જવાબમાં એટલું જ બોલી. –થિબાલ્ટના મૃત્યુના આંસુ તો ક્યારનાય સુકાઈ ગયા છે. અશ્રૂનું ઝરણું હવે તો સાવ સુકાઈ ગયું છે. તેમાં હવે પ્રવાહ ફૂટે એ અસંભવ છે. પરંતું તેના શબ્દનો મર્મ તેની


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr. Tanvi Shukla
Year-2, Issue 5, Continuous Issue 11, September - October 2012

માતા સમજી શકી નહીં. તે શાંત રહી. તેને ડર હતો કે જો તે કાંઇ વધારે કહેશે તો જુલિયેટ વધારે નારાજ થઈ જશે. જો કે પુત્રીના વિષાદનું કારણ જાણવાના પ્રયત્નો તેણે ચાલુ રાખ્યા. તમામ પ્રયત્નો કરી જોયા. છેવટે ઘરના નોકર–ચાકર સુદ્ધાને પણ પૂછ્યું. તેમના દ્વારા જાણવાની કોશીશ કરી, પરંતુ કંઈ વળ્યું નહીં. છેવટે તેણે એક દિવસ લાગ જોઈ તેના પતિ એન્ટોનિઓને વાત કરી.

મારા સ્વામી, તમે જો આપણી દીકરીનો ચહેરો અને વર્તણૂંક હમણાં ધ્યાનપૂર્વક નિહાળ્યાં હોય તો તેમાં થયેલ પરિવર્તનથી તમને જરૂર આશ્ચર્ય થાય. થિબાલ્ટના મૃત્યુના કારણે તે બહુ ઉદાસ રહે છે. તેણે ફક્ત માંસ, પીણાં કે ઉંઘ છોડ્યા છે એટલું જ નહીં પરંતુ તે સતત રડ્યા કરે છે. પોતાના શયનખંડમાં એકલી એકલી પડી રહે છે. જાત ઉપર દુલમ કરે છે, કેમ જાણે આપણે તેની કાળજી જ ન લેતા હોઈએ. દાળમાં કંઈક જરૂર કાળું છે. જો દુઃખનું કારણ જ ન સમજાય તો ઉપાય કરવાની તો વાત જ શી કરવી... મેં તો તમામ પ્રયત્નો કરી જોયા. પહેલાં તો મને થયું કે થિબાલ્ટના મૃત્યુનો આઘાત તેને લાગ્યો હશે પણ જ્યારે તેણે મને કહ્યું કે, એ આંસુ તો ક્યારનાય સુકાઈ ગયા. ત્યારે મને લાગે છે કે તેના વિષાદનું કારણ કંઈક અલગ જ હોવું જોઈએ. જુઓને તેની સહેલીઓ તો એક પછી એક પરણીને સાસરે ચાલી ગઈ અને આપણે આના માટે હજી કાંઇ વિચાર્યું નથી. કંઈક કરો, હું તમને કહું છું, ઘોડા છૂટી જાય એ પહલા તબેલાને તાળું મારો.

---

**અંગ્રેજીમાંથી ગુજરાતી અનુવાદ– મહેન્દ્ર ભટ્ટ**

**SAHITYASETU**
**ISSN: 2249-2372**
**A Peer-Reviewed Literary e-journal**

Sahityasetu

Year-2, Issue 5, Continuous Issue 11, September - October 2012

# વાસરિકાના પાના (ભાગ–1): મેબલ મેકવાન

**ડૉ. મેબલ વિલિયમ મેકવાન**

**વાસરિકાના પાનાં**

**નિવેદન**

*એણે મને કહ્યું કે, 'તું ડાયરી લખ.' અને મને અચાનક ૨૬મી જાન્યુઆરી, ૨૦૦૧ની ભયાનક સવાર યાદ આવી. હજીયે ભૂકંપની તબાહીના જે દશ્યો યાદ આવે છે તેનાથી ચારે તરફ ચૂપકીદી છવાય જાય છે. અમદાવાદ શહેરના ઘરેઘરની રોકકળ હજી ભૂલાતી નથી. આંસુ થાકી ગયા છતાં પાંપણોએ નજરમાં કેટલાંક દશ્યો બંધ કરી લીધાં હતાં. હું બહુચર્ચાસ્પદ અમદાવાદના 'માનસી ટાવર'ના ફ્લેટ જોવા ગઈ, જેના કેટલાંક અડધા–પડધા, સાવ કાટમાળ બની ગયેલી પરિસ્થિતિમાં જોયેલાં ફ્લેટની સીડીઓ ગાયબ. ક્યા આધારે એક–બે ફ્લેટ હજી હવામાં લટકતા ઊભા હતા? તે નક્કી કરી શકાતું નહોતું. કુદરતના પ્રકોપનો અનુભવ સૌ પ્રથમ વાર નિહાળ્યો હતો. આંસુ છુપાવી હું ફ્લેટમાંથી બહાર નીકળું છું ત્યાં જ મારી નજર ફરફર થતાં કેટલાંક પાનાં ઉપર ગઈ. એક પાનું હવાથી બહાર આવતા ઉડવા માંડ્યું. મેં ફરફર થતાં એ બધાં જ પાનાં હાથમાં લઈ લીધાં હતા. એ પાનાંઓ ઉપર નજર માત્ર કરી ઘરે જવાની ઉતાવળ કરવા લાગી. આંખોએ નિહાળેલી તબાહી હૃદયમાં સ્થિર થઈ ગઈ હતી. કુદરત સામે મનુષ્યની લાચારીને ત્યારે જોઈ. કેવી કરુણતા? કુદરતની ક્રૂરતાને મન હજી સ્વીકારી શકતું નહોતું. કુદરત આગળ વિજ્ઞાન પણ વામણું સાબિત થયું? હકીકત બધી જ ત્યારે સમજાઈ ગઈ હતી. મને યાદ આવ્યું એ પાનાઓને મેં હજી સાચવી રાખ્યા હતા. એ પાનાની વેદના કોઈ યુવતીની હતી જેને અહીં રજૂ કરું છું.*

**પ્રકરણ: ૧**

**તા. ૧–૩–૨૦૦૪**

૨૦૦૨માં બનેલા કોમી રમખાણોએ મચાવેલો આતંક આજે ફરી મન પર છવાય ગયો...

હું ચર્ચમાં ગઈ હતી. ચર્ચનું વાતાવરણ મંદિરના વાતાવરણથી કેટલું જુદું હતું? ચર્ચ ખૂબ મોટું હતું. ઘણા લોકો ત્યાં બેઠાં હતાં. છતાં, એક અજબ શાંતિ અહીં હતી. મંદિરના શોરબકોરનો ઘોંઘાટ નહોતો. પણ, ચર્ચમાં બેઠાબેઠા પણ મંદિરના ઘંટનો રણકાર હૃદયને સ્પર્શ્યો હતો. ખેર, દરેક ધર્મના ધાર્િમક સ્થાનોનું જુદું–જુદું મહત્ત્વ, જુદી–જુદી વિધિ હોય છે, એનો મહિમા હોય છે. છતાં, કેટકેટલી અંધશ્રદ્ધા, જડતા ધર્મને નામે ચાલતી જ રહે છે. આ જડતા હૃદયને તો વશ નહિ કરે ને? શું રામ–રહીમ–ઈશ્વર માણસોની જેમ અંદરોઅંદર લડતા હશે કે આ મારા માણસો.... આટલા મારા માણસો.... અને સુજને શું કહ્યું હતું;

'હિન્દુસ્તાન જ દરેક ધર્મને આવકાર આપે છે. એટલે આપણે જે–તે ધર્મ પાળતા હોઈએ તો બીજા ધર્મના રીતિરિવાજો, તેમના તહેવાર, પ્રસંગો જાણી એમાં આનંદથી ભાગ લઈએ તો નાત–જાતના ભેદભાવ દૂર થઈ જ જવાના. મારે કદી માનતા રાખવાની જરૂર પડી નથી. ઈશ્વરને પણ લાલચ? પણ, આ એકવીસમી

સદીમાં પણ ધર્મને પોતાના અસ્તિત્વથી કોણ દૂર કરી શકયું છે? ઈશ્વરથી દૂર જવાની વાત નથી. પણ, કેટલાંક વળગણો છોડવાની વાત છે.' કેટલા સરખા વિચારો હતા મારા અને સુજનના? સરખા વિચારો સરખું મન તો નહિ ધરાવતા હોય ને?

**પ્રકરણઃ ૨**

**તા. ૪–૩–૨૦૦૨**

હજી હમણાં જ કોલેજમાંથી ઘેર આવીને ટોળાં ઊભેલાં જોઉં છું. શું સાંભળ્યું? દિલ્હી ચકલામાં દુકાનોને આગ લગાડાઇ દરિયાપૂરમાં બે હિન્દુને મારી નાખ્યા. કાલુપુરમાં મુસ્લિમને જીવતો સળગાવી દીધો. કાન આ બધું સાંભળી શકતા હતા? કેવો આંચકો એક પછી એક હૃદયને અપાતો હતો? જયાં–ત્યાં ચર્ચાઓ જ ચર્ચાઓ. અચાનક આ થયું શું? કોઇ ચર્ચામાં હું જોડાઇ શકતી નહોતી. ઠેર–ઠેર ખૂનના, લૂંટના ને આગના બનાવો. આકાશ તરફ માટ માંડી તો આખું ગગન કાળાં ધુમાડોઓથી ઘેરાઇ ગયું હતું. મન હજી કશું સમજી શકતું નહતું. મુગ્ધ મન કયાંથી આ બધું જોઇ શકે? વિચારી શકે? મૌન બનીને ચર્ચાઓ સાંભળી–સાંભળીને થાકી ગયેલું હૃદય છેવટે ડરી ગયું. ચર્ચાઓ અફવા બનવા માંડી…

'હમણાં આપણાં ઘર તરફ લોકો ખુલ્લી તલવારે દોડી આવવાના છે… ગલી આગળ જ મોટરને બાળી નાખી છે, લોહીલુહાણ હાલતમાં એક માણસ બહાર તરફડી રહયો છે…'

ભાગો… ભાગો… લોકો દોડી આવ્યા છે આપણી તરફ… ભાગો… પગ સ્થિર રહેતા નહોતા. ભય અને ડર.. તરત પપ્પા યાદ આવ્યા. પપ્પાની ચિંતા…કયાં હશે? બહેનોની ચિંતા… આંટી જોડે એ ગઇ હતી. અને હું…? રડતી–રડતી, ભાગતી–ભાગતી, કયા ઘરમાં કયાં ઘૂસી ગઇ ખબર જ નહોતી પડી. કદાચ બેભાન જ થઇ ગઇ હતી. આંખો ખોલી તો હિન્દી ભાષામાં વાત કરતા મુસ્લિમ પરિવારને મેં જોયો હતો. હું કંઇ બોલું એ પહેલાં જ એ બહેને કહ્યું હતુંઃ

'બેટી, તુ યહાં સલામત હૈ. ચિંતા મત કર ઔર ડરો મત. ભાગતે ભાગતે તૂ યહાં ગિર ગઈ થી. ઔર પીછે લોગ દૌડ રહે થે તો હમને તુમ્હેં અંદર લે લિયા ઔર જાલી કો તાલા લગા દિયા. લોગ ફિર ચલે ગયે. લેકિન તૂ ડર મત. તુઝે તેરે ઘર હમ પહુંચા દેંગે.'

આંખો સામે એ જ નાસભાગનું દૃશ્ય, રોકકળ, તલવાર ધારી માણસોનું ટોળું, બાળકોની ચિચિયારીઓ, બહેનની ચિંતા અને પપ્પા… ? ક્યાં હશે? કોને કહું? શું કહું?

મેં તરત પૂછ્યુઃ

'આપકે ઘરમેં ફોન હોગા?'

'નહીં' એક મારા જેવડી જ યુવતીએ જવાબ આપ્યો. એ મારી સમીપ બેઠી. એની આંખોમાં કયો ભાવ હતો? છતાં એને જોઇ હું ફરી રડી પડી.

એ બોલી હતીઃ

'દીદી, ચિંતા મત કરો. હમ તુમ્હારે સાથ હૈ.બહાર માહોલ અૈસા હૈ કિ, ખિડકી ભી ખોલેંગે તો બોમ્બ ફેંકેગે. ઇસલિયે યહાં રોશની ભી હમ નહી કરતે. પતા નહી આજ ભાઇ–ભાઇ ગલી–ગલીમે સાથ મેં રહકર ખેલે, બડે હુએ, ઔર કૈસે એકદૂસરે કો મારને લિએ તુલે હુએ હૈ. સરકાર કયું બનાતે હૈ લોગ ?'

પણ, જુદા માહોલમાં કઇ રીતે મારી જાતને હું ગોઠવી શકી હતી? પપ્પા તમે કયાં છો? દીદી… મમ્મી.. કયાં હશો? અને સુજલ? એ ચોકકસ જમીન આસમાન એક કરીને મારા સુધી પહોંચી જશે. સવારે એને કહ્યું હતું, 'કાલે મળીશું, પણ, 'કાલ' થશે?'


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr. Tanvi Shukla
Year-2, Issue 5, Continuous Issue 11, September - October 2012

## પ્રકરણ – ૩

### તા. ૬–૩–૨૦૦૨

ઘડિયાળ તરફ નજર કરી તો પાંચ વાગ્યા હતા. એમનોે નમાઝનો સમય થયો. મેં એ છોકરીનું નામ પૂછ્યું, એનું નામ હતું સકીના. એ અને એની અમ્મી નમાઝ પઢવા લાગ્યા. હું પણ હાથ જોડી પ્રાર્થના કરવા લાગી. બસ, પ્રાર્થના કરવાની રીત જુદી હતી. પણ, પ્રાર્થના તો એક હતી કે, બધાને 'માનવ' બનાવ. નમાઝ પઢયા પછી સકીના મારી પાસે આવી બેઠી અને મને ચ્હા આપી. ડરતા–ડરતાં એણે મને પૂછ્યું;

'તુમ હિન્દુ હો?'

મેં કહ્યું; 'ના, ક્રિશ્ચિયન.'

'તો વો લોગ તુમ્હારે પીછે કયોં ભાગ રહે થે?'

'પતા નહીં' મેં કહ્યું ફરી આંસુ....

ત્યાં જ બહારથી ફરી ચીસો ને બૂમાબૂમ સંભળાવી શરુ થઇ ગઇ હતી. ફરી હૃદય કંપવા લાગ્યું. ત્યાં જ દરવાજો કોઇએ ખખડાવ્યો. 'ભાઇ આ જાવ'. સકીનાનો ભાઇ આવ્યો હતો. 'ક્યોં તૂ પૂરા દિન ઇન ટોલી મેં બેઠતા હૈ. બેટા, અપના યે કામ નહીં હૈં.'– સકીનાની માએ કહ્યું હતું.

સકાનાના ભાઇએ જવાબમાં મારી તરફ જે દૃષ્ટિથી જોયું હતું તે યાદ આવ્યું. શું કહેવા માંગતો હતો તે? સકીનાની માએ બધા માટે જમવાનું કાઢ્યું, મને પણ જમવાનું આપ્યું એક થાળમાં સકીના, તેની અમ્મી અને તેનો ભાઇ જમવા બેઠા. જમતા–જમતાં હું આ એક રુમમાં એમની રહેવાની ગોઠવણીનું નિરીક્ષણ કરતી હતી. સકીના પછી ચોપડી વાંચતી હતી. આવતી કાલે તો દસમા ધોરણનું એનું બીજું પેપર હતું. કેવા માહોલમાં અને કયા માનસથી તે પરીક્ષા આપી રહી હતી. એનું કુમળું હૃદય પુસ્તકમાં કઇ રીતે ધ્યાન આપી શકતું હતું?મેં એને પૂછ્યું:

'તું આવતી કાલે પરીક્ષા આપવા જઇશ?' એણે કહ્યું 'હા. આખા વર્ષનો સવાલ છે. અમારા સમાજમાં આમ પણ ભણાવે ઓછું અને આ મારું ભણતરનું છેલ્લું વર્ષ છે. સગાઇ કરશે અને એ પછી બે વર્ષ પછી લગ્ન થશે.' એની આ વાતે મારા મન પર કેવી ઊંડી છાપ ઉપજાવી હતી. ૨૧મી સદીમાં દસમા ધોરણ સુધીનું ભણતર? એક બાજુ મેગાસિટી અમદાવાદમાં રહેતા પશ્ચિમ પારના લોકો અને આ જ મેગાસિટીમાં રહેનારા પૂર્વ વિભાગના લોકો... તેમની રહેણીકરણી... રીતિરિવાજ... ધર્મના નામે કડક નિયમો... મનુષ્યને કેવો પાંગળો બનાવી મૂકતો હતો? આ સકીના જેવી કેટલીય છાકરીઓ–છોકરાઓની ઇચ્છાઓનો ભોગ લેવાતો હશે? કોણ સમજશે સામાન્ય પરિવારની કન્યાઓની રોજીંદી વેદના? કોને શું પડી હોય? ત્યાં જ સકીનાની અમ્મીએ બૂમ પાડી;

'સકીના, ચલ અબ સો જા. કલ તુઝે જાના હૈ. યા અલ્લાહ... યે લોગ કિસ તરહ પેપર અપના લિખેંગે બાહર જા ભી સકેંગે કે નહીં ?'

મને રડવું આવી ગયું. પપ્પા... કયાં હશે? અને સુજલ... તને જાણ પણ હશે હું અહીંના આ માહોલમાં ફસાઇ છું અને એક પરિવારે મને આશરો આપ્યે છે. ત્યાં જ સકીનાની અમ્મીએ એના ભાઇને કહ્યું, 'બહાર અગર પુલિસ દીખાઇ દેતી હો તો યે લડકી કા નામ–પતા દે દેના, ઔર ઘર પહુંચા દેના.'

## પ્રકરણ – ૪

રડી–રડીને આંખો સુજાઇ ગઇ હતી. મમ્મીના હાલ કેવા હશે? અને પપ્પા... તમારું વ્હાલ અત્યારે યાદ આવે છે. આખી રાત કેમની વીતશે? હું વિચારી રહી હતી. ત્યાં જ સકીનાનો ભાઇ દરવાજો ખોલી બહાર જવા લાગ્યો. એની અમ્મી બોલી હતીઃ 'બેટા, બાહર મત જાના, યે દંગા–ફસાદ, અપના યે કામ નહીં હૈ.'

'બાહર સબકે સાથ બૈઠા હું' – એટલું કહી બહાર નીકળી ગયો.

સકીના ફરી મારી પાસે આવી. રડવાનું મારું બંધ થતું નહોતું. સકીના બોલી,

'દીદી, રોના મત. પુલિસ આયેગી તો તુમ્હારા નામ–પતા દે દેંગે. લે જાએગી તુમ્હે. પુલીસ કી જીપ આતી હૈ લેકિન રુકતી નહીં હૈ. ઔર અગર બહાર નીકલતે ભી હૈ તો પકડકર લે જાતી હૈ. અરે! યે કૈસી આવાઝ આને લગી...'

બહાર અવાજ શરુ થઇ ગયો હતો. દોડો... પકડો... સાલે કો છોડના મત... જિંદા જલા દો... સાલે, અપને લોગોં કો સમજતે કયા હૈ યે લોગ? જાને મત દેના ઇસે... અરે ભાગો... ત્યાં જ સામેથી બીજો અવાજ આવવો શરુ થઇ ગયો...'પકડી લો એમને... આપણા જ એક માણસને જીવતો સળગાવી મૂકયો છે. પકડી લો... છોડતા નહી એને... મારી નાખો...'

ત્યાં જ દોડતો સકીનાનો ભાઇ આવ્યો અને ઝડપથી અંદર આવી દરવાજો બંધ કર્યો. અંદર આવી તેણે કહ્યુંઃ

'બહાર એક લડકે કો જીંદા જલા દિયા હૈ. ઔર ઉસ ગલીવાલોંને શાયરાબાનું કે એક લડકે કો માર ડાલા.'

'યા અલ્લાહ– યે મૈં ક્યા સુન રહી હું. શાયરા કે લડકે કો? શાયરા કા ક્યા હાલ હુઆ હોગા? યા આલ્લાહ... બહુત ડર લગ રહા હૈ.' – સકીનાની અમ્મી રડતા–રડતા બોલી હતી. મારા હ્રદયના ધબકારા વધી ગયા હતા. ધબકારા સ્થિર રહી શકતા ન હતા. મારી સોસાયટીમાં થયેલી દોડભાગના ફરી દ્રશ્યો મારી આંખો સામે ખડા થઇ ગયા. ધર્મને નામે માનવોની હત્યા? માણસની માણસાઇનો શું અંત આવી ગયો? અને કોઇને જીવતા સળગાવી દેવાના? ધર્મનું ઝનૂન કયે માર્ગે વળતું હતું? આવું ઝનૂન દેશ માટે કયારે ચડશે? દેશ માટે સૈનિકો સિવાય કોઇ લડશે–મરશે ખરું? ફરી સકીનાની અમ્મીનો રડવાનો અવાજ... 'શાયરા કો મિલને જાના હૈ. કૈસા મિલૂં ભાઇ, મુઝે યહાં સે બહાર જાને દો.'

બહાર ફરીથી પકડો... પકડો... ટિયરગેસના અવાજો... ગોળીબારના અવાજો... થોડીવારમાં બધું શાંત પડી ગયું. સકીનાએ મારો હથ પકડી રાખ્યો હતો. બંનેના મનમાં એક જ રટણ હતું... 'ભગવાન...' અને 'અલ્લાહ.' જીવન અને મરણનો ખેલ રમાઇ રહ્યો હતો. મોત સામે આવી ઊભું હતું અબઘડીમાં શું થશે એની કોઇને ખબર નહોતી. પપ્પા ક્યાં છો? અને સુજલ? આવતી કાલે સવારે મારા સમાચાર જાણશે તો શું થશે એના? હજી ગઇકાલે ધર્મ વિશે તારા વિચાર તેં જણાવ્યા હતા. કોને ખબર હતી ધર્મનું ઝનૂનમાં હું પોતે પણ સપડાઇશ.

## પ્રકરણઃ ૫

સકીનાનો ભાઈ દરવાજો ખોલી બહાર જવા લાગ્યો. તેની અમ્મી બોલતી હતી. 'રહને દે બેટા, ઈસ માહૌલ મેં બાહર જાના ઠીક નહીં. ઔર તૂ તો મેરા ઈકલૌતા બેટા હૈ, તૂઝે અગર કુછ હો ગયા તો હમ કહાં જાએંગે. તેરે અબ્બા ભી હમેં છોડકર ચલે ગયે હૈ...'

ત્યાં જ સકીનાનો ભાઈ બોલ્યોઃ


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr. Tanvi Shukla
Year-2, Issue 5, Continuous Issue 11, September - October 2012

'કુછ નહીં હોગા મુઝે.'

એટલામાં એનો મિત્ર આવ્યો અને એને કહ્યું: 'ચલ, પુલીસ ચલી ગઈ હૈ, ગલી મેં બૈઠે.'

સકીનાનો ભાઈ ચાલ્યો ગયો. રાત વીતતી હતી. કોઈની આંખોમાં ઊંઘ નહોતી. તંગ વાતાવરણમાં હવે શું થશે...? એનો પ્રશ્ન હતો. સકીનાએ ધીરે રહી દરવાજો ખોલ્યો અને બહાર જોયું. બહાર તેનો ભાઈ ટોળામાં બેઠો હતો. ધીમી વાતચીત ચાલતી હતી. સકીનાએ પડોશમાં જોયું તો બાજુમાં ઝરીનાએ એનો દરવાજો ખોલ્યો હતો. સકીનાએ એને બોલાવી. ઝરીના અંદર આવી. આવીને સીધી મારી પાસે બેઠી. અને બોલી : 'પૂરે મહોલ્લે કો પતા ચલા હૈ કિ, એક લડકી હૈ જો તેરે ઘરમેં છૂુપી હૈ. યહી લડકી હૈ ના.' મારી સામે જોઈને બોલી. 'ક્યા નામ હૈ તુમ્હારા? કહાં રહતી હો? યહાં કૈસે આઈ?' એકસામટા પ્રશ્નોના ઉત્તરમાં મારી પાસે ફક્ત આંસુ હતા.

'અરે, રો મત. કલ સુબહ તો તુ તેરે ઘર હોગી. યહા તો સબ ઈન્સાન હૈ. સબ તેરે સાથ હૈ.' એ બોલી હતી. પપ્પા–મમ્મી, દીદી, સુજલ બધાં યાદ આવ્યા. 'ચલો, સબ સો જાઓ અબ.' સકીનાની અમ્મી બોલી.

નીંદ કીસકી આંખો મેં થી? પતા નહીં કલ ક્યા હોગા? સકીનાએ પરીક્ષા આપવા જવાનું હતું. રાત્રિના બે વાગ્યા હતા. સકીનાનો ભાઈ હજુ બહાર હતો. અચાનક ટીયરગેસના અવાજો..., પથ્થરમારો ફરી શરૂ થઈ ગયો હતો. સકીનાએ સ્હેજ દરવાજો ખોલ્યો. એક પથ્થર દરવાજા પાસે પડ્યો. દરવાજો બંધ કરી ગભરાટથી બોલી,

'અમ્મી, અપની હી ગલી મેં પથ્થર પડ રહે હૈં; ઔર ભાઈ ભી બહાર હૈં. ક્યા કરે?'

'હે ભગવાન, ઈસ લડકે કો બોલા થા, બહાર મત જાના. ઈકલૌતા હૈ, મેરા બેટા. અલ્લાહ, મેરે બેટે કો બચાના.' સકીનાની અમ્મી રડતા – રડતા બોલી. ઝરીના હજી બેઠી જ હતી. બધાના હૃદયના ધબકારા વધી ગયા હતા. હું સ્થિર બેસી પણ શકતી નહોતી. આખું શરીર ધ્રુજતું હતું. તોફાનોનું કારણ શું હશે? એક માનવી બીજા માનવીની હત્યા કરે એટલી હદે ધર્મ પલાયનવાદ તરફ વળતો હતો? માનયામાં આવતું નહોતું. તો રાજકારણ ? કંઈક અંશે પણ, સૌથી વધારે આ હુલ્લડમાં જોડાનાર વ્યક્તિઓ કોણ હતી? સકીનાના ભાઈને જોઉં છું. ઉંમરેક આશરે બાવીસ–તેવીસ વર્ષની હશે. તોફાનોમાં એ જોડાતો નથી. પણ, એના મિત્રો? એ આ તોફાનોમાં જોડાતા હશે? આગળની ગલીમાંથી જ એના મિત્રના મૃત્યુના સમાચાર એ લાવ્યો હતો. શું એ આ તોફાનોમાં જોડાયો હશે? કોઈ તારણ પર આવી શકાયું નહિ.

**પ્રકરણઃ ૬**

બેઠાં બેઠાં વિચાર કરું છું, યુવાપેઢી અવળે માર્ગે શું કામ જતી હશે? અહીં રહેતા લોકોનું ભણતર પણ એટલું નથી, એ જોઈ શકું છું. નાના–નાના ઘરમાં રહેતા લોકોની અગવડ – ઘરમાં કમાનાર કોણ હશે? કોઈ કેટલું કમાતું હશે ભણતર વિના? બેકારી, ગરીબી... કયા કારણો હશે હુલ્લડોમાં જોડાવાનું? સુજલ તરત યાદ આવ્યો. એ હોત તો તારણો કાઢી શકત. નાની ઉંમરના એના અનુભવો એની સમજમાં વધારો કરી આપે છે. સુજલના મા–બાપ ગામડે રહે છે. એકલો અહીં શહેરમાં હોસ્ટેલમાં રહી અભ્યાસ કરે છે. કેવો જિંદાદીલ છે એ! મારી પાસે વાંચનનું જ્ઞાન છે અને એની પાસે આટલા ઓછા વર્ષોનો, જે પણ જીવ્યો છે એનો અનુભવ છે. વાંચનનો અનુભવ અને જીવ્યાનો અનુભવ બંને એક થાય તો ? કદાચ જગત જીવી જવાય. કેવો બાલિશ વિચાર આવ્યો? મનોમન હસી પડાયું. સકીના જોઈ ગઈ હતી. સુંદરમે કહ્યું છે જઃ

'બધું છૂપે,

છૂપે નહિ નયન ક્યારેય પ્રણયના'

સુજલ પ્રત્યે કૂણી લાગણી તો હતી જ. અને એનું મિત્રવર્તુળ? એના મિત્રો ઘણા–બધા હતા. તેમાંની હું એક. બધાના દિલ એ જીતી લેતો હતો. વાતચીતની, બોલચાલની કળા અને પ્રેમથી માણસને તરત જીતી લેતો હતો. એ કળામાં એ પાવરધો હતો. હશે! મારા મા–બાપે જે સમજ મને આપી છે તે સમજથી મારે એને ઓળખવાનો છે. અને જિંદગી ઘણી લાંબી છે. આજે અચાનક હું અહીંના આ મહોલ્લામાં ફસાઈ ગઈ છું તેની કોને ખબર હતી? ક્યારે અહીંથી નીકળી શકીશ?

ત્યાં જ સકીનાનો ભાઈ તરત દોડતો ઘરમાં આવ્યો, દરવાજો ખૂલતાં જ ઝરીના બોલીઃ

'મુઝે જાને દો અપને ઘર આસીમ.' ઝરીના સકીનાના ભાઈનું નામ બોલી ત્યારે પ્રથમ વાર એનું નામ જાણી શકી હતી. આસીમનું ઘર બાજુમાં જ હતું. એટલે દોડીને ચાલી ગઈ. આસીમ બેસતાં જ બોલ્યો હતો:

'અમ્મા, કલ સકીના કૈસે ઉસકી ઈકઝામ દેને જા સકેગી? સાલે સામનેવાલે, જૈસે હી પુલીસ જાતી હૈ, પથ્થર મારના શુરુ કર દેતે હૈં.'

'જો ભી હો બેટા, તુ ઈસમેં મત જુડના. યે લડાઈ–ઝઘડા અપના કામ નહીં. રામ–રહીમ કે નામ પે યે લોગ લડાયેંગે, હમ અપના ખૂન ક્યું બરબાદ કરે?' – સકીનાની માએ કહ્યું હતું.

'શાયરાબાનુ કે લડકો કો જિંદા જલાયા હૈ અમ્મા. હમ ચૂપ નહીં બેઠેંગે. ઉસકા બદલા જરૂર લેંગે.' – આસીમે જવાબ આપ્યો હતો.

મા–દીકરા વચ્ચે લાંબા સમય સુધી રકઝક ચાલી. માની દીકરા પ્રત્યેની લાગણી અહીં વ્યક્ત થઈ રહી હતી અને દીકરાનો મા સામેનો હઠાગ્રહ પણ દેખાતો હતો. મા–દીકરાની તકરારમાં પણ છેવટે તો પ્રેમ જ તરી આવતો હતો.

**પ્રકરણઃ ૭**

મા–દીકરાની તકરાર પરથી લાગતું હતું કે, આસીમની બદલો લેવાની ભાવના અહીં કામ કરી રહી હતી. સકીનાની દીમાગી હાલત આ પરિસ્થિતિમાં વિચારી શકું છું. આ વખતે જો પરીક્ષા ન આપી શકી તો શું એ આવતી વખતે ફરી પરીક્ષામાં બેસી શકશે? પછી તો એની સગાઇ થવાની હતી. આ લોકાએ ભણતરને કયારેય ધ્યેય બનાવ્યું નથી. બધા પોતપોતાનું કામ, ઘરનો ધંધો લઇને બેઠા હતા. જે મળ્યું એનાથી તેઓ ગુજરાન ચલાવતા હતા. અમદાવાદમાં જ હોવા છતાં કોઇ જુદા શહેરમાં આવી રહેતી હોઉં એવો અહીંનો માહોલ હતો. બોલી અલગ, પહારવેશ અલગ, ખોરાક અલગ, રહેણી કરણી જુદી. દરેક ધર્મનો આગવો મહિમા અહીં દેખાય આવતો હતો. બધાનું ધર્મનું ઝનૂન પણ અહીં જણાઇ આવતું હતું.

સવારના પાંચ વાગવા આવ્યા હતા. રાત્રિ દરમ્યાન કોઇ ઊંઘ્યું જ નહોતું. બહાર નાસ–ભાગનો અવાજ બંધ થયો હતો. ન્યૂઝપેપર આવશે તો સમાચાર જાણી શકાશે. ટી.વી. પણ અહીં નથી, સમાચાર કેવી રીતે જાણી શકાય? અહીં રહેતા લોકોની દુનિયા વિશ્વથી કેટલી અજાણ હતી? તેમનો આ મહોલ્લો એજ એમની દુનિયા હતી. શું તેમને બહારની દુનિયા જાણવાની ઇચ્છા પણ નહિ થતી હોય? ખાવુ–પીવું, નમાઝ પઢવી, આડોશ–પડોશમાં બેસવું અને સાંજ થવી–આ રીતે દિવસ પસાર થતો. સકીનાને પૂછયું તો તેણે કહ્યું હતુંઃ 'ભાઇ ચામડાનો વેપાર કરે છે.'

**પ્રકરણ – ૮**


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr. Tanvi Shukla
Year-2, Issue 5, Continuous Issue 11, September - October 2012

છાપું આવી ગયું. બધા શહેરના સમાચાર જાણવા આતુર હતા. ખાસ કરીને સકીનાની આજે પરીક્ષા લેવાશે કે નહીં તેની ચિંતા હતી. હશે તો બહાર કેવી રીતે નીકળી શકાશે ? સકીનાના ભાઇએ સૌ પ્રથમ પેપર વાંચ્યું. સકીનાની બોર્ડની પરીક્ષા ચાલુ જ હતી. તોફાનમાં સપડાયેલા વિદ્યાર્થીઓ માટે બસની વ્યવસ્થા વિદ્યાર્થીઓને લેવા જવા ને મૂકવા આવવા માટેની કરી હતી. સકીના સાથે હું પણ ઘર પહોંચી શકીશ. છાપું મારા હાથમાં આવ્યું એવું શીર્ષક વાંચ્યુંઃ 'નદી કિનારાના ૩,૦૦૦ ઝૂંપડા સળગાવી દેવામાં આવ્યા.'

૩,૦૦૦ ઝૂંપડામાં રહેતા લોકોનું ભવિષ્ય શું? માંડ-માંડ ઝૂંપડું બનાવી શકેલ વ્યક્તિને મન એ 'ઘર' હતું. અને ઘરની કિંમત હોય? આ નિર્દોષો અને ગરીબ વર્ગ ઉપર જ મારો કેમ થયો? ગરીબવર્ગ વધુ ગરીબ બન્યો. હવે ચોરી, લૂંટફાટના કિસ્સા વધશે. નાત-જાતના ભેદભાવ અહીં દેખાતા હતા? ઝૂંપડાઓ બળવાનું કયું કારણ સ્પષ્ટ જણાઇ આવતું હતું માણસની માણસાઇની કસોટી ઇશ્વર કેમ કરતો હશે? પણ હવે ખરા અર્થમાં વિચારવું પડે છે કે ઇશ્વર હશે?  અને છે તો આટલો ક્રૂર છે? કયું પ્રાણી એના જ સાથીદારને મારી શકે છે? જયારે માણસ જ માણસને મારે? મનુષ્ય આટલી હદ સુધી હિંસક થયો અને ઇશ્વર ચૂપચાપ જોતો રહ્યો? આગળ છાપું વાચ્યું ત્યારે જાણ્યું કે માત્ર અમદાવાદ જ નહિ, વડોદરા, સુરત જેવા બીજા મોટા શહેરોમાં પણ અચાનક આવા જ ક્રૂર-કોમી રમખાણો ફાટી નીકળ્યા છે. હૃદયના ધબકાર સ્થિર રહી શકતા નહોતા. આંખો હજી વાંચી શકતી હતી આવા સમાચારો ? સકીનાની મમ્મી ચિંતા કરવા લાગી ગયા હતા. ચારે તરફ કરફ્યુ હતો. પપ્પા-મમ્મીની શી દશા હશે? મારા વગર તો... નથી વિચારવુ કશું પણ. સમય પસાર થયો હતો. સકીના હવે તૈયારી કરવા લાગી હતી. તેનો ભાઇ પણ સાથે આવી રહ્યો હતો એટલે ડર ઓછો હતો. પણ પ્રશ્ન હતો કે અહીંથી બહાર નીકળવું શી રીતે? બંને મહોલ્લાના લોકો કોઇ બહાર નીકળે તેની જ રાહ જોતા હતા. જીવના જોખમે બહાર નીકળવું પડે તેવી સ્થિતિ હતી. નમાઝનો સમય થયો એટલે સકીના, એની અમ્મી અને આસીમ ત્રણે બંદગી કરવા લાગ્યા. હું પણ પ્રાર્થના કરવા લાગી. ગમે તેમ તોય ઇશ્વર પરની શ્રધ્ધા જો માણસને માણસ બનાવી રાખે તો સારું. નવ વાગવા આવ્યા હતા. સકીનાનો પરીક્ષાનો સમય અગિયાર વાગ્યાનો હતો. હૃદય ધડકવા લાગયું હતું . બહાર નીકળવું કેમ એ જ એક પ્રશ્ન હતો, છતાં પરીક્ષા આપવા તો જવાનું જ હતું. અને મારે ઘેર પહોચવાનુંં હતું. મેં પણ છેલ્લી વાર સકીના, એની અમ્મી અને આસીમને મળી લીધું. તેમનો આભાર માન્યો. આ હુલ્લડમાં એમના ઘરનો આશરો ન હોત તો શું થાત? જીવ ક્યારનો મરી પરવાર્યો હોત.

**પ્રકરણઃ ૯**

તકદીર ક્યારે બદલાય અને સંજોગો મનુષ્યને ક્યાં લઇ જાય તે કહી શકાતું નથી. આજે નસીબમાં માનવાનું મન થઇ આવે છે. મનુષ્ય પોતે જ સારા કે વિકટ સંજોગોનું નિર્માણ કરે છે. પણ, આજે મેં ક્યાં કોઇ સંજોગો ઊભા કર્યા હતાં. અને છતાં, ઘરથી દૂર તકદીરે આજે મને લાવી મૂકી દીધી હતી. પણ સત્ય હશે શું? સાચે જ નસીબ ઉપરથી લખાઇને આવતું હશે? અનેક તર્ક અને દલીલો આ વાતો ઉપર થઇ છે અને થતી રહેશે. છતાં, અમુક ચોક્કસ રીતે કશું નક્કી કરી શકાતું નહોતું, નિર્ણય લઇ શકાતો નહતો. અજ્ઞાત- કોઇ અજ્ઞાત તત્ત્વ આ બધાની પાછળ કામ કરી રહ્યું હતું તેવું લાગતું હતું. હશે!  ઊંડી સમસ્યાઓ ક્યારે ઉકેલાઇ છે મનુષ્યથી? તર્કથી દરેક જણ મનને મનાવે છે. બાકી, સત્ય શું છે એ તો હજી ક્યાં નક્કી કરી શકાયું હતું? જયાં જ સકીનાની અમ્મીનો અવાજ આવ્યોઃ

'ચલો, ભગવાન કા નામ લે કે જાના '

આ અવાજે વિચારોમાંથી મને ઝબકાવી દીધી.

'બેટી, હમસે હો સકા ઇતના તુમ્હારે લિયે હમને કીયા. ફીર ભી કુછ તકલીફ હુઇ હો તો ....માફ કર દેના.'

સકીનાની અમ્મીએ માથે હાથ ફેરવતાં કહ્યું. આટલી લાગણી અને એમાં પણ આટલું વ્હાલ કોણ કઇ રીતે ભૂલી શકે? વ્હાલનું તે વ્યાકરણ કે ભાષા હોય?

કશા જ સ્વાર્થ વિના આ હુલ્લ્ડમાં નાત–જાતના ભેદભાવ વિના હજી કોઇ વ્હાલ વરસાવી શકે છે તે જ બતાવે છે કે, હજી માણસની માણસાઇ જીવે છે. કરુણા હજી મરી નથી. સકીનાએ કહ્યું:

‘એક દિન કે લિયે હી સહી મુઝે દીદી મીલ ગઇ.’

મને એમના આ પ્રેમની કોઇ ભાષા જડતી નહોતી. ત્યાં જ આસીમે કહ્યું:

‘ચલો અબ જાયેં. જાને કા ટાઇમ હો ગયા હૈ’ – એક નજર મારા ઉપર કરી. સકીનાની અમ્મી રડી પડી. એકની એક દીકરી અને દીકરાને આ તોફાનમાં જતા કોની આંખો કોરી રહે? ભરેખમ હૃદયે હું જવા તૈયાર થઇ. તંગ વાતાવરણમાં હું પોતે પણ ઘરે કોઇ સમાચાર જણાવી શકી ન હતી. સંકોચથી, ગભરાટથી અને ડરતાં ડરતાં અમે ત્રણેય ઘરની બહાર નીકળ્યાં. મહોલ્લાની ગલી પૂરી થતાં જ સામે બસ ઊભી હતી. અમને ત્રણેયને ગલીમાંથી આવતા જોઇ બસમાંથી પોલીસ ઊતર્યા. એ અમને બસ સુધી પહોંચાડવા આવતા હતા. પોલીસને જોઇ અમને રાહત થઇ. આસીમે તેની અમ્મીને દરવાજો બંધ કરવા કહ્યું. અને સકીનાએ અમ્મીને ‘ખુદા હફિઝ’ કહ્યું. મેં છલકતી આંખે પાછું વળી જોઇ લીધું. એક યુવતી – આવા તોફાનોમાં એનું સપડાઇ જવું– સહીસલામત મુસ્લિમ પરિવારના ઘરમાં આશરો મેળવવો અને પાછા જવું– એ યુવતીની વેદના, તેનો ભય અને એમાંય એના વિખૂટા પડી ગયેલા પરિવારનું દુઃખ, તેમના આંસુ, શોધવા બહાર નીકળી ન શકવાની વેદના, મા–બાપના હૃદયનું ફૂલ કોમી હુલ્લડમાં કરમાતું જોઇને કેમ જીવી શકે ? ત્યાં જ સકીના બોલી, ‘બસ મેં બેઠ જાયેં.’ અમે ત્રણેય બસમાં બેઠા.

**પ્રકરણઃ ૧૦**

બસમાં બેઠા પછી હૃદયે હાશકારો અનુભવ્યો. પોલીસ અંદર આવી અને બસનો દરવાજો બંધ કર્યો. સકીના જેવા જ દસમા ધોરણના વિદ્યાર્થીઓ તેમના વડીલો સાથે બસમાં બેઠા હતા. વિદ્યાર્થીઓ કરતાં પણ વધારે ચિંતાની રેખાઓ તેમના મા–બાપના ચ્હેરા પર હતી. બધાના ચ્હેરા પર ગભરાટ હતો. પરીક્ષાના સ્થળ સુધી પહોંચી શકાશે કે નહીં ? એટલામાં જ કાગડાપીઠ પોલીસચોકી પરથી બસ પસાર થતાં પથ્થર પડ્યો. આગળ લોકોનું ટોળું હતું. ખુલ્લી તલવાર સાથે હાથમાં પથ્થર, બોમ્બ, કાળો ધુમાડો સ્પષ્ટ દેખાતો હતો. બસમાં બારીનો કાચ બંધ હતો. બંધ કાચમાંથી દેખાતા દૃશ્યોથી સકીના, હું, બસમાં બેઠેલા તમામ વિદ્યાર્થીઓ, વડીલ સૌના હૃદય થરથર કાંપવા લાગ્યા. કેટલીક છોકરીઓ રડવા લાગી. મેં સકીનાનો હાથ પકડી લીધો. પોલીસે કહ્યું:

‘સ્હેજ પણ અવાજ નહિ, આપણને કોઇ કશું નહીં કરે.’

ડ્રાયવરે બસ રોકી દીધી હતી. આગળ જવું કે નહિ તેની દ્વિધામાં તે હતો. આગળના ટોળાએ બાઇક ઉપર જતા એક યુવાનને ઊભો રાખ્યો. કશી વાતચીત થઇ હશે અને પછી સીધી તલવાર એના શરીરમાં ભોંકી દીધી. એ માણસની ચીસ, લોહીની ટશરો, વહેતું લોહી આ બધું બસમાં બેઠા–બેઠા અમે જોયું. સકીના ને એના જેવી જ બીજી છોકરીઓ –છોકરાઓ રડવા લાગ્યા, વડીલો સુધ્ધાં. સકીના બેભાન થઇ ગઇ હતી. આસીમ એને સંભાળતો હતો. આખી બસમાં રોક્કળ, મચી ગઇ હતી. શું થશે ? ટોળું નજીક આવતું જતું હતું તેમ–તેમ બસમાં રોક્કળ, ચીચીયારીઓ વધતી હતી. બધા જ ધર્મના લોકો સાથે બેઠા હતા. બધા પરસ્પર એકબીજાની હૂંફ મેળવતા હતા. મોત સામે આવી ઊભું હતું પ્રથમ વાર મોતને આટલી નજીકથી જોયું. ત્યાં જ પોલીસે ડ્રાયવરને કહ્યું:

‘બસ પીછે લે લો.’

ડ્રાયવર બસ વળાવવા જતો હતો ત્યાં જ ટોળાએ ચારેબાજુથી બસને ઘેરી લીધી. અને ડ્રાયવરને નીચે ઉતરવા કહ્યું. ફરી ચીસાચીસ અને રોક્કળ. મોત નજીક આવી રહ્યું રહું. હું ધ્રુજી રહી હતી અને આસીમનો હાથ પકડી લીધો. મમ્મી–પપ્પા, દીદી, સુજલ બધાને યાદ કરી રડી પડી. બસમાં દરેકની આ જ પરિસ્થિતિ હતી. દરેકના મનમાં આ જ રટણ હતુંઃ 'ભગવાન' અને 'અલ્લાહ.' બે પોલીસ ને આટલા લોકો. કોણ કોને બચાવશે? ડ્રાયવર પહેલા પોલીસ બંદૂક દેખાડી નીચે ઉતર્યો અને કહ્યુંઃ

'ક્યા ચાહતે હો'

ટોળાએ કહ્યુંઃ 'બધાને જવા દઇશું. માત્ર એમને કહો 'રામ' બોલે.' પોલીસ જોડે થોડી રકઝક થઇ. ટોળાંમાથી એક યુવાન ખુલ્લી તલવાર સાથે આગળ આવ્યો અને કશું બોલવા લાગ્યો. પોલીસ એને સમજાવવા લાગ્યા. ધીમે–ધીમે એનો ઉશ્કેરાટ ઓછો થયો. ટોળું થોડું શાંત પડેલું જણાયું. અને પોલીસ ફરી બસમાં ચડ્યા.

**(વધુ આવતા અંકે...)**


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr. Tanvi Shukla
Year-2, Issue 5, Continuous Issue 11, September - October 2012

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-2, Issue 5, Continuous Issue 11, September - October 2012

## ભાવેશ જેઠવા – આદિવાસી ઓળખ વિશે

આદિજાતિના વિકાસ માટે પૂર્વેથી ઘણા પ્રયત્નો થતા આવ્યા છે. હાલમાં પણ ઘણી બધી યોજનાઓની જાહેરાતો થાય છે. આ માટેના હકદાર પણ તે લોકો છે કારણ કે સંસ્કૃતિને વળગી રહેનારી, સાંસ્કૃતિક ધરોહરને સાચવી બેઠેલી આવી પ્રજાને આધારે જ સમાજ ટકી રહેલો છે એ ન ભુલવું જોઇએ. સોરઠી લોકસાહિત્ય માટે એક બાજુથી જે કાર્ય ઝવેરચંદ મેઘાણીએ કર્યું છે તેવું ભગીરથ કાર્ય બીજી બાજુથી ડો.ભગવાનદાસ પટેલ આદિવાસી જાતી પર કરી રહ્યા છે. સંશોધક,સંગ્રાહક અને સંપાદક એમ ત્રણે સંજ્ઞા સાથે સંકળાયેલા ભગવાનદાસ પાસેથી આદિવાસીને જાણવા, પીછાણવા અનેક પ્રકારનું સાહિત્ય મળે છે. આદિવાસીની આસપાસ રહેલી સાંસ્કૃતિક અને સામાજીક ઘટમાળની વાત તેઓ તેમના પૂસ્તક ‘આદિવાસી – ઓળખ’માં વિસ્તારથી આલેખે છે. લેખક પાસે અહીં દાંતાથી ડાંગ સુધીનો વિશાળ પટ છે. સાબરકાંઠા જિલ્લાના ખેડબ્રહ્મા તાલુકા અને બનાસકાંઠા જિલ્લાના દાંતા તાલુકાથી સંશોધક પોતાના કાર્યની શરુઆત કરે છે.

પ્રથમ પ્રકરણ ‘પૃથ્વીની ઉત્પત્તિકથા’ અદભૂત રીતે રજૂ કરવામાં આવી છે. ખેતરના કોશિયાથી માંડીને ઉચ્ચ શિક્ષિત વર્ગને રસ પડે તે રીતે નિરૂપણ થયેલું છે. ‘પૃથ્વીની ઉત્પત્તિ’ વિશે તો ઘણાં શોધ સંશોધનો થયેલાં છે. વૈજ્ઞાનિક રીતે પણ વિપુલ માહિતીઓ પ્રાપ્ત છે. અનેક ધાર્મિક ગ્રંથોમાં પણ વૈવિધ્ય સભર ઉલ્લેખો જોવા મળે છે. પરંતુ અહીં ‘પૃથ્વિની ઉત્પત્તિ’ની જે વાત છે તે તો આજના કહેવાતા ઉચ્ચ, મધ્યમ કે પછી બુદ્ધિપ્રધાન સમાજની સાથે તાલમેલ જમાવવાની મથામણ કરતા આદિવાસી વર્ગના મુખે કહેવાયેલી વાત છે. દુનિયાનું કોઇપણ વિજ્ઞાન, કોઇપણ શાસ્ત્ર ગમે તેવી કેફિયતો રજૂ કરે પરંતુ આદિવાસી પ્રજાની ખાસિયત રહી છે કે તેમના અમુક જે ચોક્કસ રૂઢ થયેલા ખયાલો છે તે ક્યારેય બદલાયા નથી. અલબત્ત સમાજમાં – સંસ્કૃતિમાં જાગૃતિ અવશ્ય આવી છે. આદિવાસી લોકસાહિત્યમાં જેમ ‘રૉમ–સીતામાની વારતા’, ‘પૉડવ–કોરવની વારતા’, ‘તોળીરૉણીની વારતા’, ‘રૂપારૉણીની વારતા’, ‘રાઠોર વારતા’ પ્રચલિત છે. તેવી રીતે ‘પૃથ્વીની ઉત્પત્તિકથા’ પણ મહત્ત્વની છે. આદિવાસીઓની માન્યતા પ્રમાણે ઇંડાખાણમાં રહેલા ઇંડામાંથી પરમેશ્વર પેદા થયા એ જ રીતે મનસાદેવીની દુંટીમાંથી કમળનું ફૂલ ઉત્પન્ન થયું. સમય જતાં ભગવાનથી એકલતા ન સહેવાતાં તેમની ધરતીમાતા રચવાનો વિચાર આવ્યો. પરંતુ ધરતીમાતા રચવા માટેનું જરૂરી બીજ તો પાતાળલોકમાં વસેલા નાગના મુખમાં હતું. આથી આ બીજ લાવવા માટે પરમેશ્વરની પુત્રી ઉમિયાદેવી મદદે આવી. જે ભગવાનના અમીમાંથી પેદા થઇ છે. ઉમિયાદેવી કાચબીનો વેશ લઇ પાતાળમાંથી ધરતીબીજ લઇ આવી. ભગવાન ધરતીબીજ, કમળનું ફૂલ તેમજ પગ ભાંગીને તેમાંથી નીકળેલી માટી – આ ત્રણેને મસળી તેમાંથી રોટલી બનાવી અને રોટલી પર ભગવાનનો હાથ પડતાં પૃથ્વીની રચના થઇ. ત્યારબાદ ભગવાને પવનદેવ, અગનદેવ વગેરે ઉત્પન્ન કર્યા. આદિવાસી માન્યતા પ્રમાણે માનવ જાતની ઉત્પત્તિ પણ આવી જ રીતે થઇ. “ભગવાને ભરી નજર નાખી; વૈકુંઠપુરી પેદા થઇ. ભરી નજરે કેતકી, કેવડા, કદળી, રાય,

ટુંડણિયા પેદા કર્યા. ભરી નજરે આંબાવાડી પેદા કરી. ભરી નજરે કૈલાસપુરી પેદા કરી. અગનકોટ પેદા કર્યો. ભરી નજરે મનખાવતાર પેદા કર્યો."

ભારતીય સંસ્કૃતિના વિકાસમાં ભીલોએ જે નોંધપાત્ર ફાળો આપ્યો છે તેને ઉજાગર કરવા માટે લેખક માત્ર પોતાના તારણોનો જ આધાર નથી લેતા પરંતુ રોબર્ટ શેફર, ડી.ડી.કોસામ્બી વગેરે જેવા તજજ્ઞોના મંતવ્યોનો પણ અભ્યાસ કર્યો છે.

બીજા પ્રકરણથી આપણે જોઇશું તો જણાઇ આવે છે કે લેખકે પ્રાગૈતિહાસિક સંસ્કૃત્તિના મૂળ સુધી પહોંચવાનો પ્રયાસ કર્યો છે. તેમણે માનવસંસ્કૃતિના ઉત્ક્રાંતિનો તબક્કાવાર ઊંડો અભ્યાસ કર્યો છે. વિકાસને તેમણે મુખ્ય ત્રણ તબક્કામાં વિભાજિત કરી દીધો છે :

(1) પ્રાગૈતિહાસિક

(2) આદિ ઐતિહાસિક

(3) અંતિમ ( એટલે કે આજ સુધીનો )

આ ઉપરાંત દરેકના પેટા તબક્કા પણ તારવી બતાવ્યા છે. પ્રારંભના તબક્કાને તેઓ બે લાખ વર્ષ પૂર્વથી ગણાવે છે. તો તેઓ એમ પણ સ્પષ્ટ કરે છે કે પહેલાનું આનર્ત અત્યારે ઉત્તર–પૂર્વ તરફ અરવલ્લી સુધી વિસ્તરેલ છે. સંશોધકોને ઉત્તર ગુજરાતમાંથી પ્રાપ્ત થયેલા પાષાણ અવશેષો, અરવલ્લીની હારમાળાઓ તેમજ તેમાંથી નીકળતી હરણાવ, ભીમાક્ષી, દુકાળી અને સાબરમતી નદીઓની ભેખડો છે. પોતાના સંશોધનનો પ્રાથમિક તબક્કો તેઓ ખેડબ્રહ્મા તાલુકાથી કરે છે. ખૂબ સઘનતાથી અભ્યાસ કર્યા બાદ તેઓ એવા તારણ પર આવે છે કે 'આશરે 70 હજાર વર્ષ પહેલાંથી આરંભી 5 હજાર વર્ષ સુધી પોતાનું જીવન ટકાવી રાખવા માટે આ વિસ્તારના તત્કાલીન માનવે વિવિધ પાષાણ ઓજારોની રચના કરી યોગક્ષેમ માટે વિધવિધ પ્રવૃત્તિઓ કરી છે, અને આનંદ મેળવવા માટે વિવિધ કલાત્મક પ્રવૃત્તિઓ કરી છે. આ પ્રવૃત્તિઓ જ આજની આપણી સંસ્કૃતિનું વિકસિત રૂપ છે.

ઉત્ક્રાંતિના પ્રારંભમાં આ પ્રજાતિ 'નિષાદ' તરીકે ઓળખાતી તેમ નોંધીને તેઓ તત્કાલીન સમયના દેવી–દેવતાઓ, તંત્ર–મંત્ર, રીત–રિવાજ, ખાણી–પીણી, પ્રકૃતિ તત્ત્વોના ઉલ્લેખો, તેમની પ્રવૃત્તિઓ તેમજ ભાષા બાબતે પણ તેઓ પોતે ચોક્કસ નથી, પરંતુ ભાષા વૈજ્ઞાનિકો માટે સંશોધન બની રહે તેવું તારણ કાઢ્યું છે. મુંડા તથા કોલ ભાષાઓના થોડાક શબ્દો પરિવર્તન પામીને ભીલી બોલીમાં પ્રવેશ્યા છે. તેમણે નોંધેલ થોડા શબ્દો જોઇતો–

**કોલ કે મુંડા – ભીલી**

નારિકેલ – નાળેર

મરફ – મરઘો

ચાવલ – સાવલ

કમ્બલ – કાંબોર

લકુટ – લાખરી

ઉપરાંત ભીલ શબ્દની ઉત્પત્તિ વિશે પણ તેઓ જણાવે છે કે 'ભીલ' શબ્દનું મૂળ દ્રવિડ ભાષાના 'બીલ' શબ્દમાં રહેલું છે. જેનો મૂળ અર્થ ધનુષ્ય થાય છે. 'ધનુષ્ય ધારણ કરવાવાળા તે ભીલ. સિંધુ અને લોથલ સાથે આ લોકો જોડાયેલા હતા તેવી કડી પણ મળી આવે છે.

'સમુદ્રમાં થતું અને આભૂષણો માટે વપરાતું શંખલું ઉત્તર ગુજરાતના લાંઘણજ ગામના પ્રાગૈતિહાસિક ટીંબામાંથી મળી આવ્યું છે. આ શંખલું નવપાષાણ યુગના નિષાદ લોકોનો સંબંધ સમુદ્ર કે સિંધુ સભ્યતાના બંદર લોથલ સાથે જોડે છે.'

આમ ભારતની ઉત્તરે આવેલા અરવલ્લી અને દક્ષિણ પઠાર એ દુનિયાના પ્રાચીનતમ ભૂમિખંડ છે. આ બંન્ને ભૂભાગમાંથી પ્રાચીન પાષાણ યુગના લોકોની સંસ્કૃતિના અવશેષો મળી આવે છે. જેના આધારે આ ભૂભાગને તેઓ પ્રાચીન ભારતીય સંસ્કૃતિનું ઉદભવસ્થાન ગણાવે છે.

આવી રીતે પૂર્વકાલીન જાતિઓમાંની એક જાતિ તે આદિવાસી છે. તેઓ આદિકાળથી અહીં વસતા હોવાથી તેમને આદિવાસી એવું નામ આપવામાં આવ્યું છે. જો કે આદિવાસી માટે અનેક દંતકથાઓ પુરાકલ્પનકથાઓ પ્રવર્તે છે. કોઈ તેમને જંગલો અને પહાડોમાં વસતા ભલા ભોળા લોકો ગણાવે છે. તો કેટલાક તેને અમાનવીય વ્યવહારવાળા લોકો તરીકે પણ ઓળખાવે છે.

ભારતના પૂર્વ, મધ્ય અને દક્ષિણ ભૂભાગમાં વસતા આદિવાસી સમુદાયમાંથી ગુજરાતમાં 29 સમુદાયો વસે છે તેમાંથી અડધી વસતી તો આદિવાસીઓની ઉપજાતિ ભીલ લોકોની છે. જેઓ મુખ્યત્વે સાબરકાંઠા, બનાસકાંઠા, વડોદરા, પંચમહાલ, ભરૂચ, સુરત અને ડાંગ જિલ્લામાં વસે છે. આ વિશેની વાત તેઓ ત્રીજા પ્રકરણમાં ટૂંકમાં પરંતુ સચોટ રીતે રજૂ કરે છે. જ્યારે પ્રકરણ ૧થી તેઓ ભીલ લોકોનો સામાજિક અને સાંસ્કૃતિક પરિચય આપે છે. ભીલ લોકો ગુજરાતમાં મુખ્યત્વે ત્રણ વિસ્તારમાં ફેલાયેલ છે. જેમાં (1) તળ ગુજરાત (2) સૌરાષ્ટ્ર (3) કચ્છ. આ ભૌગોલિક એકમોને સંશોધકે અક્ષાંશ– રેખાંશ તેમજ કિ.મિ.ની રીતે પણ બતાવી આપ્યા છે. જેમાં તળ ગુજરાતના સાબરકાંઠા જિલ્લાના ખેડબ્રહ્મા તેમજ બનાસકાંઠા જિલ્લાના દાંતા તાલુકાના ડુંગરીભીલ લોકોથી પોતાના કાર્યનો આરંભ કર્યો છે. ભીલી પ્રદેશના ફળ, ફુલ પ્રાણીઓ, તેમનું શારીરિક બંધારણ વગેરે વિશે ઝીણવટતાપૂર્વક નોંધ કરીને તેઓની ભાષાની વાત પણ કરે છે. ભીલો પોતાની ભાષા એટલે કે ભીલી ભાષા બોલે છે. જેને કોઈ લિપિ નથી હોતી. વિશેષમાં તેઓ એમ પણ નોંધે છે કે તે ભીલી બોલી નહીં પરંતુ ભીલી ભાષા કહેવી યોગ્ય લેખાશે.

ભીલી લોકોના પહેરવેશ, ખેતી, ખાણીપીણી, નાચગાન, કૌટુંબિક સંબંધો, જન્મ–મરણ સમયના રિવાજો; ઉત્સવો, શાસન પદ્ધતિ, દેવી–દેવતાઓ વગેરેના પરિચય માટે એક–એક પ્રકરણમાં વિસ્તારથી રસપ્રદ આલેખન કર્યું છે.

આમ સમગ્ર પુસ્તકમાં આપણને રોચક અને રસિક પ્રકારે આદિવાસીઓની ઓળખ કરાવનાર સંશોધક વર્ણન વિલાસથી દૂર રહ્યાં છે. અલબત્ત પુસ્તકની આલેખન રીતિ એવી થયેલી છે કે તે ક્યારેય ગાઈડ કે માહિતીપ્રધાન લાગતું નથી. એક પછી એક પ્રકરણ રસપ્રદ બનતા રહે છે. જેવી રીતે આલેખન રીતિ નોંધપાત્ર છે તેવી રીતે દરેક પ્રકરણમાં જરૂર જણાય ત્યાં ચિત્રો મૂકીને પણ ભાવકને વિદિત કર્યા છે. ચિત્રો રસિકજનોના માનસ પર આદિવાસીના લોક્ના સમગ્ર જીવનની ઝાંખી કરાવી આપે તેવા છે.

અંતે ડૉ. ભગવાનદાસ પટેલે જ નોંધેલ વાતથી મારી વાત પૂરી કરીશ. 'ભારતીય સભ્યતા કેવળ આર્ય જાતિની, કુલીન લોકોની જ સંસ્કૃતિ નથી. એ તો એકાદ પથ્થર સ્થાપીને એના પર સિંદુર ચોપડી એની પૂજા કરનાર લોકોથી માંડીને અદ્વૈતની મહત્તમ અનુભૂતિ સુધીનાં વૈવિધ્યોથી પોતાના જીવનમાં રંગ ભરનાર અને ભારતભૂમિને રંગમયી, વિચારમયી, ગતિમયી બનાવતી વિવિધ પ્રજાઓની સહિયારી સંસ્કૃતિ છે.'

---

**ડો. ભાવેશ એમ. જેઠવા**
**ગુજરાતી વિભાગ, આસી. પ્રોફેસર, કે.એસ.કે.વી કચ્છ યુનિવર્સિટી, ભુજ**

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-2, Issue 5, Continuous Issue 11, September - October 2012

## ધ્વનિલ પારેખ: અનિરૂદ્ધ બ્રહ્મભટ્ટ કૃત 'અન્વીક્ષા' –એક અભ્યાસ

'અન્વીક્ષા'[1] અનિરુદ્ધ બ્રહ્મભટ્ટનો પ્રથમ વિવેચનસંગ્રહ છે.'એરીસ્ટોટલનું કાવ્યશાસ્ત્ર' ગ્રંથથી જાણીતા થયેલા અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ બે વિભાગમાં અહીં પોતાને વિવેચના રજૂ કરે છે.પ્રથમ ભાગમાં આઠ અભ્યાસલેખો અને બીજા વિભાગમાં પંદર અવલોકનો છે જયારે પરિશિષ્ટમાં યુજીન આયોનેસ્કોનો 'લેખક અને તેના પ્રશ્નો' સુદીર્ઘ લેખ અનુવાદરૂપે અને સૂચિ આપી છે.પ્રસ્તાવનામાં એમણે સ્વીકાર્યું છે તેમ આયોનેસ્કોના વિચારોથી પોતાની માન્યતાને પુષ્ટિ મળે છે.પ્રારંભે જ આયોનેસ્કોનું આ વિધાન જોવા મળે છે, "To write, also, is to think while in motion; to write is to explore. The critic must repeat the itinerary of the poet. Often the poet has moved forward in a kind of darkness or twilight. The critic covers the same ground with a lamp in his hand and illuminates the path."

આ વિધાનના સંદર્ભમાં આ સંગ્રહને મૂલવવાનો મારો પ્રયાસ છે, કે અનિરુદ્ધ બ્રહ્મભટ્ટની વિવેચનો કેવો અને કેટલો પ્રકાશ ફેંકે છે

'૧૯૪૫ પહેલાના ગુજરાતી સાહિત્યવિવેચનના કેટલાક પાયાના સંપ્રત્યયો' લેખમાં કવિતા માટે જરૂરી તત્ત્વની ચર્ચા નર્મદથી શરૂ કરી છે. અહીં કવિતા સંદર્ભે વિશેષ ચર્ચા જોવા મળે છે, એની સામે ગદ્ય વિષે જૂજ ચર્ચા છે.આપણાં વિવેચનને સાહસિક ગણાવી જરા તિર્યક રીતે કહે છે, "...ચર્ચાશોખ તો ખરો પણ ચર્ચાખોરી આપણાં વિવેચનમાં તો ઘણી જગાએ સુપરિણામી નીવડી છે."(પા. ૨૦) આ બે વખત આવતો 'તો' ઘણું બધું કહી જાય છે. યંત્રસંસ્કૃતિ અને એને કારણે છિન્નભિન્ન થયેલ મૂલ્યોની તપાસ 'સર્જાતા સાહિત્યમાં જીવનમૂલ્યની માવજત' લેખમાં કરી છે. 'એરીસ્ટોટલનું કાવ્યશાસ્ત્ર: એક ભૂમિકા' માં પ્લેટો અને એરીસ્ટોટલની માન્યતા, ભિન્નતાની ચર્ચા કરી આ ગ્રંથની મહત્તા સ્થાપી છે અને કેથાર્સિસ, અનુકરણ વિષે વિગતે ચર્ચા કરી છે. પત્રકાર, કવિ, લોકસાહિત્યકાર તરીકે મેઘાણીના કાર્યોનું વિગતે આકલન 'મેઘાણી: શબ્દના સોદાગર'લેખમાં કર્યું છે.અહીં મેઘાણીને મળેલી લોકપ્રિયતા સંદર્ભે જે તારણ આપે છે, "મેઘાણીએ લોકસમૂહને નજરમાં તો રાખ્યો હતો, પણ પહેલો માનદંડ પોતાની આંતરિક સૂઝમાંથી પ્રગટાવ્યો હતો. એક બાજુ લોકજીવન અને બીજી બાજુ 'અતરીયા'નો એકલ પંથ – એ બંનેની વચ્ચે મેઘાણીએ સમતુલા જાળવી, એ મેઘાણીને વરી છે તેવી લોકપ્રિયતાનો કીમિયો છે."(પા.૪૧)– આ વાત અગત્યની બની રહે છે.

પદ્યનાટકની શોધ હજી આજે પણ રહી છે અને એને માટે અનુકૂળ છંદની શોધ પણ રહી છે. 'પદ્યનાટકની શોધમાં–' લેખમાં આ મુદ્દાની ઉદાહરણ સાથે ચર્ચા કરી છે અને વનવેલી છંદને પદ્યનાટક માટે અનુકૂળ ગણાવે છે. અહીં મહત્ત્વની વાત નોંધે છે કે, "રંગભૂમિમાં કવિતા નહિ પણ રંગભૂમિની કવિતા સિદ્ધ કરવાનો મનોરથ જ્યાં કોક્તોનો હતો, અને પ્રત્યેક પદ્ય નાટ્યકારનો એ મનોરથ હોવો જોઈએ."(પા.૫૬) આ મનોરથ સિદ્ધ થવો જોઈએ પણ થતો નથી કારણકે નાટક અને રંગભૂમિ વચ્ચે જ ખાસું અંતર જોવા

મળે છે ત્યાં પદ્ય અને નાટક વિશે શું કહેવું? નર્મદના જીવન અને એની મથામણની પણ યોગ્ય રીતે નોંધ 'નર્મદની કાવ્યવિભાવના અને તેની કવિતા ઉપર તેની અસર'– માં લેવાઈ છે.

વિવેચક તરીકે અનિરુદ્ધ બ્રહ્મભટ્ટના વિશાળ વાચનનો ખ્યાલ અને એમાંથી તારવીને પોતાની વિવેચનામાં સાંકળવાનો પ્રયાસ એક અભ્યાસુની છબિ ઉપસાવે છે.

વિવેચન, કવિતા, સંપાદન, નવલકથા, વાર્તાસંગ્રહ,અને નાટકના અવલોકનમાં એમનું વલણ મુખ્યત્વે આસ્વાદનું રહ્યું છે.જે તે અવલોકનના પ્રારંભે જ કૃતિની લાક્ષણિકતા એક લસરકે પ્રગટાવે છે. જેમકે, જયવંત દળવીની નવલકથા વિશે નોંધે છે, "શ્રી જયવંત દળવીની મરાઠી નવલકથા 'ચક્ર'નો ગુજરાતી અનુવાદ 'દુનિયા બહારની દુનિયા'વાંચીને થયું– વાત કંઈ નવી નથી, પણ નવી રીતે કહેવાઈ છે."(પા.૧૩૮) સુરેશ જોશીના બે સંગ્રહો 'ગુજરાતી કવિતાનો આસ્વાદ' અને 'મરણોત્તર'ના અવલોકનમાં પ્રશંસાનું વલણ દેખાઈ આવે છે. 'ગુજરાતી કવિતાનો આસ્વાદ'માં તો આસ્વાદ સંદર્ભે લાંબી ભૂમિકા છે અને ઉદાહરણ વગર અછડતી વાતો કરી છે. અવલોકનના શીર્ષક 'કાવ્યાસ્વાદનું સીમાચિહ્ન'માં પણ પ્રશંસાનો ગુણ દેખાય છે. સીમાચિહ્ન કહી દેવાથી એ બની જતું નથી, વિવેચકે એ બતાવવું પડે. જયંત કોઠારીએ પણ આ સંદર્ભે નોંધ કરી છે, "આ જ અનિરુદ્ધ 'ગુજરાતી કવિતા'ના આસ્વાદનું અવલોકન કરતી વેળા કાવ્યાસ્વાદની પ્રક્રિયા વિશે થોડું આમતેમ લખી નાખી, સુરેશ જોશીએ પોતે પોતાની પદ્ધતિ વિશે કરેલા નિવેદનો નોંધી, એમણે કરાવેલા આસ્વાદો વિશે માત્ર એકબે અછડતા અધ્ધર અભિપ્રાયોથી પતાવે છે એ નવાઈભર્યું લાગે છે."[2] અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ અને સુરેશ જોશીનો સંબંધ ગુરુ–શિષ્યનો રહ્યો છે એ વાત ધ્યાનમાં રાખીએ.

'મીરાં– અધ્યયન ગ્રંથ અને પદસંગ્રહ' લેખમાં મંજુલાલ મજુમદારના સંપાદન વિશે વિગતે નોંધ છે પણ ભૂપેન્દ્ર ત્રિવેદીના સંપાદન વિશે ઝાઝું કહ્યું નથી, અહીં સંતુલન જળવાતું નથી. ગુલાબદાસ બ્રોકર અને સ્નેહરશ્મિના વાર્તાસંગ્રહના અવલોકનમાં બ્રોકરના સંગ્રહનું અવલોકન ઉતાવળથી થયું હોય એવું લાગે છે તો સ્નેહરશ્મિના સંગ્રહ વિશે વિગતે વાત કરી છે. પન્નાલાલની નવલકથા 'મીણમાટીનાં માનવી'ની ચર્ચા ભાષા, કથાવસ્તુ અને સમાજદર્શનની રીતે કરે છે પણ સુરેશ જોશીની નવલકથા 'છિન્નપત્ર' સંદર્ભે નોંધે છે, " સામાજિક માળખું નહીં તો નવલકથા નહીં, એવા ગઈ કાલ સુધીના ખ્યાલને આવી આધુનિક નવલકથાઓએ ટકવા દીધો નથી; અને તેથી નવલકથાને સમાજના આંતરજીવનનો ઈતિહાસ કહીને ઓળખાવનારી વ્યાખ્યાઓને આવી કૃતિઓ ગાંઠતી નથી."(પા. ૧૩૭) પરંપરા અને આધુનિક નવલકથા વચ્ચે રહેલો ભેદ અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ આ રીતે ચીંધી બતાવે છે. નવલકથામાંથી નાટકની રૂપાંતરણ પ્રક્રિયા વિશે 'પૂર્ણિમા' નાટક સંદર્ભે  વિગતે ચર્ચા કરી છે. લાભશંકરના 'વહી જતી પાછળ રમ્ય ઘોષા'ના 'તડકો–૨' કાવ્ય વિશે નોધે છે, "... પ્રાસથી દોરવાવાનું વલણ તો ચાલુ જ રહ્યું છે. એને કારણે કાવ્યભાષા પર કવિનો કાબૂ નથી રહેતો એ શબ્દો નિ:સહાય બનીને તણાતા જાય છે."(પા.૧૬૩) લાભશંકરની કવિતા માટે આજે પણ આ વાત સાચી છે ત્યારે પૂર્વે નોંધેલી આયોનેસ્કોની વાત અહીં સાચી પડતી લાગે છે. લાભશંકરના સંગ્રહના અવલોકનમાં સમીક્ષાત્મક વલણ જોવા મળે છે. કૃષ્ણવીર દીક્ષિત આ અવલોકનો સંદર્ભે નોંધે છે, "તેમાં કોઈ કોઈ કૃતિનું વધારે પડતું વિસ્તૃત તો કોઈ કોઈનું અતિશય ટૂંકુ વિવેચન થયું છે તે ખરું અને તેને કારણે કંઈક અસંતોષ પણ અનુભવાય છે.પરંતુ લેખકની નિષ્ઠા અને પ્રામાણિકતા અને ન્યાયપ્રીતિ વિષે કશો સંદેહ રહેતો નથી."[3]

'અન્વીક્ષા'માં અનિરુદ્ધ બ્રહ્મભટ્ટની અભિવ્યક્તિ સ્પષ્ટ છે. ક્યારેક કટાક્ષમાં તો ક્યારેક તિર્યક રીતે પોતાની અભિવ્યક્તિ સાધે છે. જેમકે–


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr. Tanvi Shukla
Year-2, Issue 5, Continuous Issue 11, September - October 2012

1. 'સર્જાતા સાહિત્યમાં જીવનમૂલ્યની માવજત' લેખમાં કહે છે, "પ્રકાશકોને અને વર્તમાનપત્રોના તંત્રીઓને માગ્યો માલ પૂરો પાડનાર આપણા કેટલાક લેખકોને લેખિનીબ્રહ્મચર્યની વાત આજે કોઈકે કરવી પડે એવો સમય આવ્યો છે."(પા.૨૭)
2. 'ધૂપછાંવશૈલીનો સ્વાધ્યાય ગ્રંથ 'માં વિશ્વનાથ ભટ્ટે નિવેદનમાં પુસ્તક પ્રકાશનના વિલંબ સંદર્ભે કરેલા પ્રકોપ અંગે લખે છે, "કાદવ ઊડે તો તણખા ન ઝરે એવી સાદી વાત સંસ્કારસેવકોને કહેવાની ન હોય."(પા.૯૪)

લેખકનું વિશાળ વાચન રહ્યું છે પણ એથી ક્યાંક બિનજરૂરી અવતરણો દાખલ થયા છે. જેમકે, 'ધૂપછાંવશૈલીનો સ્વાધ્યાય ગ્રંથ'માં જણાવે છે કે,"એલિયટ જેવા તો ત્યાં સુધી કહે છે કે કવિજીવનની એવી માહિતી કૃતિના રસાસ્વાદમાં કામયાબ નીવડતી નથી." (પા.૯૦) આવું કહ્યા પછી એ જ વાત રજૂ કરતું લાંબુ અવતરણ બિનજરૂરી બની રહે છે. પુસ્તકનો સંદર્ભ કે પાનાં સંદર્ભ ક્યાંક અપાયા છે તો ક્યાંક નથી અપાયા, એમાં એકસૂત્રતા જળવાતી નથી. 'ડૉ.', 'શ્રી' વગેરે સંબોધનો તો ઠીક પણ 'સ્વ.' સંબોધન ખટકે છે. ક્યાંક વિવેચકનો 'હું ' જરા વધારે મોટો થઈને આવી અભિવ્યક્તિમાં પરિણમે છે, " ... આ વિદ્વાન લેખકના પાંડિત્યનો સંપૂર્ણ લાભ મળી રહો એવી શુભેચ્છા સાથે અમે આ પુસ્તકને સહર્ષ આવકારીએ છીએ." (ભારતીય સૌન્દર્યશાસ્ત્ર, પા. ૮૭)

'અન્વીક્ષા' માંથી પસાર થયા પછી પ્રથમ વિવેચનસંગ્રહ તરીકે અનિરુદ્ધ બ્રહ્મભટ્ટના વિશાળ વાચન અને અભ્યાસનિષ્ઠાની પ્રતીતિ થયા વિના રહેતી નથી.

### સંદર્ભ નોંધ


1. અન્વીક્ષા, અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ, પ્ર.– અશોક પ્રકાશન, મુંબઈ. ડિસેમ્બર, ૧૯૭૦
2. વિવેચનનું વિવેચન , જયંત કોઠારી, પ્ર.– ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. સપ્ટેમ્બર,૧૯૭૬. પા. ૧૨૭
3. ભાવન , કૃષ્ણવીર દીક્ષિત, પ્ર.– રન્નાદે પ્રકાશન, અમદાવાદ. માર્ચ,૧૯૮૯. પા. ૧૦૨


---


## ધ્વનિલ પારેખ

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-2, Issue 5, Continuous Issue 11, September - October 2012

## દિક્પાલસિંહ જાડેજા: 'નર્મદ' – ગુજરાતીભાષાનું પ્રથમ જીવનચરિત્રાત્મક નાટક

વ્યક્તિના જીવનસમગ્રમાંથી સામાન્ય રીતે સમગ્ર અસ્તિત્વને હચમચાવી મૂકતાં સંઘર્ષમય નાટયાત્મક પ્રસંગો નાટ્યકારને જૂજ પ્રમાણમાં સાંપડતા હોય છે. વીસમી સદીની પ્રથમ પચીસીમાં ગુજરાતી નાટ્યસાહિત્યનાં તખ્તા પર અર્વાચીનતાનો સબળ આવિષ્કાર ઝીલતાં કનૈયાલાલ મુનશી સાથે ચન્દ્રવદન મહેતા નાટકના સ્વરૂપમાં કેટલાંક યુક્તિપૂર્વકના પ્રયોગો કરીને પોતાની નાટ્યકાર તરીકેની વિશિષ્ટ છાપ અંકે કરે છે. ચન્દ્રવદન મહેતા રંગભૂમિની સભાનતાનો ઉત્કટ્તાથી નાટકમાં ઉપયોગ કરીને નાટયપોષક વાતાવરણ ખડું કરવામાં માહેર છે. અહિં તેમના જીવનરચરિત્રાત્મક નાટક 'નર્મદ'(૧૯૩૭)ને નાટયરૂપના સંસ્કારો કેવાં–કેવાં સાંપડ્યા છે તે જોવાનો ઉપક્રમ રાખ્યો છે.

સામાજિકજીવનમાં ચરિત્રના જાહેરજીવનમાં વિષમતા અને લાગણીની અંગતતા વિશે ચં. ચી. પૂર્વે બહુ ઓછાં નાટ્યપ્રયાસો થયાં છે. તે રીતે જોઇએ તો 'નર્મદ'(૧૯૩૭) ગુજરાતી નાટ્યસાહિત્યનું પ્રથમ જીવનચરિત્રાત્મક નાટક લેખવું પડે. ગુજરાતી ભાષાના આ પ્રથમ જીવનચરિત્રાત્મક નાટકમાં બંડ્ખોર, જોસ્સાપ્રેરક અને સુધારાના પ્રહરી એવાં નર્મદના વ્યક્તિતત્વને નાટ્યકારે નાટ્યરૂપ આપ્યું છે. નર્મદનું બહુરંગી વ્યક્તિત્વ ચન્દ્રવદન મહેતાને નાટ્યપોષક લાગ્યું હશે કે પછી સમાજ સાથે નિરંતર સંઘર્ષરત રહેતાં નર્મદની પ્રકૃતિ નાટ્યાવશ્યક પ્રસંગોમાં બંધ બેસતી હશે તે અંગે નર્મદની નાટ્યમય જીવનલીલા જવાબદાર હોવાની સંભાવના છે. ગુજરાતી જીવનચરિત્રાત્મક નાટકમાં એક મહત્વની વાત એ નોંધવી રહી કે આ સ્વરૂપના ઉદ્દગમકાળે ચન્દ્રવદન મહેતા વ્યક્તિતત્વને ચરિત્ર તરીકે પસંદ કરે છે, જેને તત્કાલીન સમાજમાં બહુ સ્વીકૃતિ નથી સાંપડી અને તેની હયાતી પછી તેના તમામ જીવનપગલાંઓ સમાજ માટે નવી દિશાઓના દ્યોતક બન્યાં છે. નર્મદનો સમગ્ર જીવનસંગ્રામ અથડામણોથી ભરપૂર હોયને નાટ્યોપકારક પ્રસંગોની કસોટીકારક ગૂંથણી આ દીર્ઘનાટકમાં થઇ છે.

ત્રણ અંકના આ નાટ્યવિધાનમાં નાટ્યકાર નર્મદના વ્યક્તિત્વપરિચયના પોતાની પૂર્વેના પ્રયાસોમાં કેવળ ઉમેરો ન કરતાં; તેમણે નર્મદની જીવનનાટ્યલીલામાંથી કેટલુંક જાળવી – કેટલુંક જતું કરીને નર્મદનું બહુરંગી વ્યક્તિત્વ ચરિત્રાત્મક સામગ્રીના નાટ્યસંકલનથી સિદ્ધ કર્યું છે. નર્મદના જીવનચરિત્રાત્મક સામગ્રીના આ નાટ્યસંકલનમાં ચન્દ્રવદન મહેતાની મૌલિક નાટ્યસૂઝ દેખાઇ આવે છે.

નાટકની શરૂઆત 'નાટકમાં નાટક'(play within play)ની પ્રયુક્તિથી થાય છે. સમગ્ર નાટક બેવડી રંગભૂમિ પર ભજવાઇ રહ્યું હોય એવી વિશિષ્ટ નાટ્ય–રજૂઆતથી નાટકની તખ્તાલાયકી સિદ્ધ થતી આવે છે. નાટકની મંડળી ચન્દ્રવદન મહેતાનું નર્મદના જીવન અંગેનું નાટક ભજવવા માટે તૈયાર થઇ છે. પરંતુ નાટકના કેટલાંક દ્રશ્યો ભજવવા માટે કેટલાંક 'વરિષ્ઠ પ્રેક્ષકો' વાંધો ઉઠાવે છે. નર્મદના સમયે પણ 'તુળજી વૈધવ્યચરિત્ર' ભજવતી વખતે 'વાંધા ઉઠાવનારા' હતા તેમ નર્મદ વિશેનું નાટ્ક ભજવતી વખતે પણ આવા 'વાંધા ઉઠાવનારા વરિષ્ઠ પ્રેક્ષકો' સામાજિક અને સાંસ્કૃતિક વાડાબંધીના પરિચાયક છે. નર્મદે પોતાના સમયમાં કરેલાં પ્રશ્નો કોઇ પણ સમયમાં ઉત્તરહીન સાબિત થયાં છે ! નર્મદના સામાજિક

સંઘર્ષનું સમાધાન ચં. ચી. સુધી તો સાંપડ્યું નથી જ; અને આજે સાંપ્રત સમયમાં પણ એ સંઘર્ષના પૂરાં સમાધાન તો નથી જ થયાં. નાટકકાર ચન્દ્રવદન મહેતા એ રીતે પણ નર્મદના જીવનસંદેશના નાટ્યવાહક બન્યાં છે. નાટકની અંદર નાટકની પ્રયુક્તિમાં સમાજરક્ષક એવી પોલીસ પણ નાટ્યલેખક ચન્દ્રવદન મહેતાએ પ્રયોજેલા નર્મદરચિત બે ગીતો રદ કરવાનો આદેશ આપે છે. અહીં નાટ્યલેખકનો ડફૂર સમાજ પ્રત્યેનો નાટ્ય આક્રોશ રહેલો જોઇ શકાય છે. નાટકમાં મહાજનો પણ પોતાના પરંપરાગત રીતરિવાજો અંગેનું નાટકમાં આવતું ફારસ ભજવવા સામે વિરોધ નોંધાવે છે. આ પ્રકારના નાટ્યાંતર્ગત વિરોધોના સંકલનથી થાકી–હારીને સૂત્રધાર પ્રેક્ષકોમાં રહેલા લેખક ચન્દ્રવદન મહેતાને બોલાવી આમાંથી કંઇક રસ્તો કાઢવા વિનંતી કરે છે. ચન્દ્રવદન પોતાના સાફ મિજાજ પ્રમાણે નાટકમાંથી એક લીટી પણ કાઢવાની મનાઇ કરે છે અને વિરોધની વચ્ચે આ જીવનચરિત્રાત્મક નાટક 'નર્મદ'નો પ્રારંભ થાય છે. નાટ્કની રજૂઆત અંગેના મૂળ દ્રશ્યોમાં ખુદ પોતાના સમયની રંગભૂમિની અપ્રગતિશીલ પરિસ્થિતિ વિશે સ–કટાક્ષ ચિતાર આપવાનો લાભ લેતાં રહી ચન્દ્રવદન મહેતા નર્મદના વિચારો પ્રત્યેની વીસમી સદીની કેટલીક અસહિષ્ણુતાઓ પણ વ્યકત કરી લે છે.

નાટ્યારંભે જ લેખકે કોઇ જોશી દ્વારા કરાયેલી આગાહીને લીધે ડરી જતાં લોકો દર્શાવીને બાળલગ્ન, વળગાડ, અંધશ્રદ્ધા, રેલગાડીને દાનવ ગણતાં લોકોનું અજ્ઞાન વગેરે નર્મદના સમયની લાક્ષણિકતાઓનું છૂટક–છૂટક પ્રસંગો દ્વારા રંગનિદર્શન કરીને નર્મદના તત્કાલીન સમયને નાટ્યવાણી આપી છે. નાટકમાં ત્યાર પછીનો તરતનો પ્રસંગ આવે છે નર્મદ–જીવન સાથે જોડાયેલો ન્યાતભોજનનો. પ્રસ્તુત જીવનચરિત્રાત્મક નાટકમાં ચરિત્ર(નર્મદ)નો પ્રવેશ ખુલ્લી છાતીએ જાહેરમાં નાતભોજન માટે નાગર સ્ત્રીઓને બેસાડવાનાં રિવાજનો વિરોધ કરવાના દ્રશ્યથી થાય છે. તત્કાલીન સમાજજીવનની આચાર–વિચારની દરિદ્રતા, રૂઢિચુસ્તતાની સામે આ નર્મદ જેવા સામાજિક અગ્રણીની નીડર નેતાગીરી અને ટેકીલા સ્વત્વનો નાટ્યાર્થ ક્યાસ કાઢવામાં ચન્દ્રવદન મહેતાને ધારી સફળતા મળી છે. એ પછીના દ્રશ્યમાં નર્મદને કવિ લાલદાસની કવિતાઓની નકલ ઉતારતો દર્શાવ્યો છે. નાટકમાં ચરિત્રના જીવનની સત્યપૂત જીવનઘટનાને સ્થાન આપવાનું હોવાથી નર્મદજીવન સાથે જોડાયેલ જદુનાથ મહારાજ સાથેનો સંઘર્ષ વૈષ્ણવ શેઠ તાપીદાસ નર્મદપત્ની ડાહીગવરી પાસે આવીને નર્મદને રોકવાની વિનંતી કરે છે, એ દ્રશ્યમાં તત્કાલીન સમયમાં જદુનાથ મહારાજ સામે નર્મદે જાહેર વિરોધ કર્યો હોવાથી તાપીદાસની વિનંતીઓને વશ થયા વિના નર્મદ જોસ્સાભેર કહી દે છે કે પોતે જદુનાથને ખુલ્લો પાડીને જ જંપશે. નાટકમાં પ્રયોજાયેલી તાપીદાસની સૂરતી એવી બોબડી ભાષાના નિયોજનથી નાટકની મંચનક્ષમતામાં પણ ઉમેરો થાય છે. તાપીદાસ અને નર્મદના સંવાદોમાંથી નર્મદનો ટેકીલો સ્વભાવ પરખાય છે, જુઓ :

"તાપીદાસ : પણ ટમે આ માંડી વાળો અને ડાહ્યા ઠઇને ઘેડ બેસો. આ આપણા કામ નહિ. ગમે ટેમ પણ જડુનાઠ મા'ડાજ ઇશ્વડનો અવટાડ, એની સાઠે વાડવિવાડ?

નર્મદ : (ઉશ્કેરાઇને) લોકોના પૈસા ધૂતીને રંડીબાજી કરનારને તમે ઇશ્વરનો અવતાર કહો છો? શરમ છે! શી મૂર્ખાઇ કરો છો !

તાપીદાસ : અડડ ડડડ ! શું બોઇલા સું બોઇલા કવિ! કાં નડકમાં પડો ! આ શું બોલો છો !

નર્મદ : ખરું બોલું છું. તમારાં મંદિરોમાં જે અનાચાર થાય છે તેથી તો તોબા શેઠ્જી ! તમારા જવાનિયા મહારાજો તો મોટે ભાગે બાંકેલાલ જ હોય છે. એ જવાનિયા વધુ તો સ્ત્રીઓને જ તાકે છે તથા તેઓને માટે જ તલપે છે. અરે જવા દો, મને વધારે નહિ બોલાવો."('નર્મદ': ચં. ચી. મહેતા, સમગ્ર નાટ્યકૃતિઓ, ત્રિઅંકી(૩),પાના નં.૪૧૬–૪૧૭)

જદુનાથ મહારાજની પાપલીલાઓને ખુલ્લી પાડવામાં નર્મદને કિસનદાસ કે ઝવેરીલાલ જેવાઓના સમર્થન કે સહકાર સાંપડે છે. નાટકના એ પછીના દ્રશ્યોમાં ગૌરીવ્રત પ્રસંગે છોકરીઓને નર્મદરચિત ગીતો ગાતી દર્શાવાઇ છે, ત્યારબાદનું દ્રશ્ય સાહિત્યવીર નર્મદના મુંબઇના ઘરનું છે. જ્યાં નર્મદ મિત્રો સાથે મહેફિલને માણી રહ્યો છે. આ નાટ્યાત્મક પ્રસંગમાં નર્મદના સ્વભાવવૈવિધ્યનું નિદર્શન નાટ્યકારે કરાવ્યું છે. જેમાં તેની ઉદારતા, મિત્ર પ્રત્યેની વફાદારી, કલાપ્રીતિ, વધી ગયેલું લેણું,સર્જનાત્મકતા વગેરેનું નિદર્શન છે. આ જ દ્રશ્યને અંતે નર્મદ કલમનાં ખોળે માથું મૂકવાની આકરી પણ મનગમતી પ્રતિજ્ઞા કરે છે.

બીજા અંકના પહેલા દ્રશ્યમાં નવલરામ વગેરે સહૃદય સાથે નર્મદના સંવાદો મૂક્યાં છે. નર્મદના ગ્રંથ માટે નાણાકિય સહાય આપવાની તૈયારી બતાવનાર કરસનદાસ શેઠ સટ્ટામાં ખુવાર થઇ જાય છે, ત્યારે નર્મદના મિત્રો નર્મદને સલાહ આપે છે કે શેઠ કરસનદાસને અર્પણ કરવા ધારેલો ગ્રંથ અન્ય કોઇ સક્ષમ વેપારી પાસેથી નાણાં લઇને તેને અર્પણ કરવો. નાટકમાં નર્મદ મક્કમતાથી આમ કરવાની ના પાડે છે અને કરસનદાસ સાથેની મૈત્રી તેની નાણાકીય સ્થિતિ પર આધારિત નથી અને પોતે ગ્રંથ તો તેમને જ અર્પણ કરશે એવો નિર્ધાર વ્યકત કરે છે. કેવળ કલમને ખોળે માથું મૂકીને જીવનનિર્વાહ ચલાવવાની ટેક લીધા પછી બીજા અંકનું આ પ્રથમ દ્રશ્ય નર્મદના જીવનનું ચરિત્ર ઘડતર કરવામાં કામ આવે છે. આ પહેલાં મથુરદાસ શેઠ નિબંધસંગ્રહ માટે પૈસા આપવાનું કહીને ફરી ગયા હોવાનો અને એ નિબંધની ચોપડીઓ લૂંટાવી દેવાનો કડવો અનુભવ હોવા છતાં પોતે મિત્રધર્મમાં અડગ રહેવા માગે છે. જો કે કોશ તૈયાર કરવા માટે ભાવનગરનાં લોકો તરફથી મળનારી નાણાંકીય સહાય અટકી પડી હોવાથી નર્મદ ઘણો ચિંતિત છે તેવું નાટકમાં દર્શાવાયું છે. આમ છતાં તે પોતાનું પુસ્તક છપાવવાની, વિધવાવિવાહ, સ્ત્રીકેળવણી, બાળલગ્નનિષેધ, વૈષ્ણવી સાધુ–સંતોની પાપલીલાઓ ઉઘાડી પાડવાની અનેક પ્રવ્રુત્તિઓની વાત આયોજનપૂર્વક કહે છે.

એ પછી નાટકના દ્રશ્યમાં નર્મદે લખેલ વિધવાનાં વાળ ઉતારવાનાં અને વિધવા પુનર્લગ્નના દ્રશ્યો ભજવવામાં સૂત્રધાર પોતે જ ખચકાટ અનુભવે છે અને નાટ્યલેખક ચન્દ્રવદન મહેતાને જણાવે છે કે પ્રેક્ષકો આ નહીં સાંખી શકે ત્યારે ચન્દ્રવદન મહેતા પોતાની લાક્ષણિક શૈલીમાં સૂત્રધારને ખખડાવી નાખે છે અને પ્રેક્ષકો ઉપર પણ વેધક કટાક્ષો કરે છે. અંતે સૂત્રધારના આદેશથી દ્રશ્યથી ભજવાય છે. જેમાં તાપીદાસ શેઠનાં વર્તન–વલણની નિખાલસ વાતો છે. ગંગાદાસ નામનો તાપીદાસ શેઠનો મિત્ર વશીકરણ વિદ્યા જાણતો હોવાનો ડોળ કરતા ભૂવાને લઇ આવે છે. અહીં તાપીદાસની પત્ની અંબા અંને બીજી સ્ત્રીઓ નર્મદરચિત ગરબાઓ ગાય છે. આ જ સમયે તાપીદાસના કાકાના સાઢુ મર્યાના સમાચાર આવે છે અને તાપીદાસ અંબાને રોવા–કૂટવાનું કહે છે પણ અંબા રોવા–કૂટવાની મિથ્યા પ્રથાનો વિરોધ કરે છે. અંબાના આ વિરોધમાં તાપીદાસને નર્મદના 'સુધારાના વિચારો'ની ગંધ આવે છે. નર્મદની વૈચારિક સંપદા કેવી રીતે સમાજમાં પ્રસરતી જતી હતી તેનો એક નાટ્યાત્મક ચિતાર ચન્દ્રવદન મહેતાએ નાટકમાં આપ્યો છે.

ત્રીજા અંકના પ્રથમ દ્રશ્યમાં નર્મદના વિધવાવિવાહનો પ્રસંગ મૂકવામાં આવ્યો છે. નર્મદ નર્મદા સાથે આ વિધવાવિવાહ પોતાનાં પ્રથમ પત્ની ડાહીગવરીના સૂચનથી કરે છે. એ પછીના દ્રશ્યમાં અમૂલ્ય વસ્ત્રાલંકારોથી સુસજ્જ નવયૌવના ગુજરાતમાતાના રૂપે અન્ય કુમારિકાઓનાં સહકારથી નર્મદને રંગમંચ વચ્ચે બાજઠ ઉપર સ્થાન ગ્રહણ કરાવે છે. નાટકમાં આ દ્રશ્ય અચાનક આવી ચૂક્યું હોય તેમ લાગ્યા વિના રહેતું નથી. અહીં રજૂ થયેલી નર્મદની એકોક્તિમાં નરશાર્દૂલ વીર સુધારક, કવિ તેમજ પ્રેમી તરીકેનાં નર્મદનાં ચરિત્રનાં અનેક પાસાંઓ રજૂ થાય છે. નાટકમાં મૂકાયેલા પાર્શ્વધ્વનિઓ નર્મદને પ્રોત્સાહન પૂરું પાડે છે. પ્રશંસા અને નર્મદના જયજયકારનાં સ્વપનદ્રશ્ય જેવી નાટ્યોપકારક સ્થિતિનું સંરચન નાટકને

વધુ ને વધુ દ્રશ્ય–શ્રાવ્ય ઘટકો પૂરાં પાડે છે. આ દ્રશ્ય પછી નવલરામ વગેરે મિત્રો નર્મદને ગોકળદાસ તેજપાલનાં ખાતામાં નોકરી સ્વીકારી લેવાનો આગ્રહ કરે છે. નર્મદ 'કલમને ખોળે માથું' મૂકવાની પ્રતિજ્ઞા તોડીને નોકરી કરવા જાય છે. આ પછી અચાનક જ આગંતુક અને કંઇક અંશે વહેલા આવી ચૂકેલું દ્રશ્ય– નર્મદના અંતકાળનું દ્રશ્ય આવે છે. ચરિત્રજીવનના આ અંતિમ નાટ્યદ્રશ્યમાં પત્ની ડાહીગવરી, નર્મદાગવરી, કિલાભાઇ વગેરે સ્વજનો હાજર છે. આ બધાની હાજરીમાં નર્મદ પોતાના જીવનનો સંતાપ, જીવનની વેદના, જીવનનો નિર્વેદ, થાક વગેરે ભાવોને વ્યકત કરતા સંવાદો–એકોક્તિઓ સાથએ જીવનક્રમ ટૂંકાવે છે અને એક 'ઝળળ કસંબી' રંગમાં વિલીન થઇ જાય છે.

નાટકમાં એક પ્રસંગ નર્મદના જાહેર જીવનનો અને એક પ્રસંગ નર્મદના અંગત જીવનનો એવાં નાટ્યવસ્તુના સંકલનમાં લેખકનો મુખ્ય આશય નાટકની નાટ્યક્ષમતા અને તખ્તાલાયકી વિકસાવવાની સાથોસાથ નાટકના મુખ્ય ચરિત્રના જીવનનું સંતુલન જાળવવાનો પણ રહ્યો હોય તેમ જોઇ શકાય છે. બેવડી રંગભૂમિ પર સમતોલ રીતે ભજવાતું રહેતું આ નાટક વ્યવસાયી રંગભૂમિના બેવડા પડદા પાડવા– ઉઠાવવાની તરકીબને વસ્તુસંવિધાનના સંકલનમાં કામ લાગે છે. નર્મદના જીવનના વ્યક્તિલક્ષી પ્રસંગો અને સામૂહિક પ્રસંગો સંઘર્ષ જન્માવવામાં ઉપકારક નીવડ્યા છે. નર્મદના તત્કાલીન જીવનકાળ સંદર્ભને વ્યકત કરવા માટે નાટ્યકારે નાટ્યકળામાં તાદ્રશ્યતા આણવા સૂરતી બોલીનાં લય–લહેકા કે લઢણોને કામે લગાડ્યાં છે. આ ઉપરાંત રંગલાની રમૂજ, નર્મદરચિત કાવ્યપંક્તિઓનું યથાસૂઝ નાટ્યનિયોજન, સંઘગીત અને ગરબાનું સંકલન નર્મદના ચરિત્રાત્મક જીવનની સામગ્રીને નાટ્યક્ષમ અસરકારકતા બક્ષે છે. નાટકમાં ઘણે સ્થાને આવતાં સંદર્ભો પરથી સમજાય છે કે નર્મદની શતાબ્દિ નિમિત્તે આ નાટક લખવા માટે લેખકે 'મારી હકીકત', 'નર્મગદ્ય' અને 'નર્મકવિતા' જેવા નર્મદરચિત ગ્રંથો ઉપરાંત 'જૂનું નર્મગદ્ય', 'વીર નર્મદ', 'પ્રવીણસાગર લહેર', 'ગુજરાતી' સાપ્તાહિકમાંના નંદનાથના લેખનો તેમજ નર્મદ વિશેના જ્યોતીન્દ્ર દવેના લેખનો આધાર લીધો છે. આ તમામ નર્મદજીવનના સંદર્ભોનું નાટ્યોચિત્ત સંયોજન ચન્દ્રવદન મહેતા 'નર્મદ'(૧૯૩૭) નાટકમાં કુશળતાથી કરી શક્યા છે. ટૂંકમાં નર્મદની શતાબ્દિ નિમિત્તે લખાયેલા આ નાટકની રચના પાછળનો હેતુ નર્મદનું ચરિત્ર ચિતરવાનો રહ્યો હોય એમ જ લાગે છે. નર્મદના બહુરંગી વ્યક્તિત્વનાં વિવિધ પરિમાણો પ્રસંગાવલિઓમાં રસી–ગૂંથી લઇને ચન્દ્રવદન મહેતાએ નર્મદને યોગ્ય નાટ્યતર્પણ કર્યું છે. જો કે નાટકમાં નર્મદનાં સ્ત્રીરસિક અને કાવ્યરસિક ચરિત્ર તરીકેનાં પાસાં, વ્યસન કરવાની આદત આલેખાયા નથી. સમગ્ર નાટકમાં ચન્દ્રવદન મહેતાએ નર્મદનાં 'વ્યક્તિ' તરીકેના ઉજળાં પાસાંઓને જ નાટ્યરૂપ આપ્યું છે. નર્મદના ચરિત્રલેખનમાં નાટ્યકારનો ગુણગ્રાહી દ્રષ્ટિકોણ 'સમગ્ર નર્મદના ચરિત્ર' ને વ્યકત ન કરતાં એક 'અધૂરું જીવનચરિત્રાત્મક નાટક' હોવાનું સૂચન કરી રહ્યું છે.

**સંદર્ભ:**


1. 'નર્મદ'(૧૯૩૭) લેખક: ચન્દ્રવદન મહેતા, 'સમગ્ર નાટ્યકૃતિઓ'–પ્રકા. ગુજરાત સાહિત્ય અકાદમી, પ્ર. આ.:૧૯૮૯)


---


**પ્રા. દિકપાલસિંહ જાડેજા(સરકારી વિનયન કૉલેજ, તળાજા)**

**E–mail : dikpal.28@gmail.com, Mo.: 9375781129**

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-2, Issue 5, Continuous Issue 11, September - October 2012

# દિલીપ ચાવડા: જોસેફ મેકવાનની ધરતીની મીઠી સોડમ ફેલાવતી દલિત વાર્તાઓ

ખમતીધર સર્જક જોસેફ મેકવાન માટે એમ કહેવું વધારે પડતું નહીં ગણાય કે લોકપ્રિય સાહિત્યકાર જોસેફ મેકવાન ગુજરાતી સાહિત્યિક જગતને ચરોતરની અમૂલ્ય ભેટ છે. તેમના સાહિત્યવિશ્વનું જમા પાસુ ભાષા, વર્ણનકળા, સાહિત્યશૈલી અને જીવનની નગ્ન વાસ્તવિકતાનું નિરૂપણ છે. જે વાચકોને પકડી રાખે છે.

જોસેફ મેકવાન દલિતોની વ્યથાની કથા રજૂ કરતા હોઈ તેઓ દલિત લેખક તરીકે જાણીતા છે અને માનીતા છે. તેઓ ગુજરાતી દલિત સાહિત્ય અકાદમી, અમદાવાદનાં પ્રમુખ હતા. પરંપરિત રીતે ચાલી રહેલ સામાજિક વ્યવસ્થા અને દલિતો બહુજન વર્ગ પ્રત્યેનાં ભેદભાવો આ સંવેદનશીલ સર્જકને હ્રદયથી બેચેન બનાવી દે છે. સર્જક કહે છે 'હું એવા સમાજમાં ઉછર્યો છું જે સામાજિક અન્યાયથી પીડાતો આવ્યો છે. બીજા કહેવાતા ઉચ્ચ વર્ગથી અમારો સમાજ પીડાતો હતો. સાહિત્યએ સમાજનું સાચું પ્રતિબિંબ છે એવું કહેવાયું છે, પરંતુ મરાઠી સવાયા સર્જક દુર્ગા ભાગવત જેને ત્રણ ટકાનું સાહિત્ય ગણે છે. જેમાં એંશી ટકા પ્રજા આજ સુધીનાં સાહિત્યમાંથી બાકાત જ રહી છે. તેમના ત્યાગ, બલિદાન, સાહસ, પરાક્રમો, સમર્પણ વગેરે પ્રત્યે આંખ આડા કાન કરવામાં આવ્યા છે. તેનું વાસ્તવિક સામાજિક ચિત્ર સર્જકની કલમે નિરૂપાયું છે.'

લોક વિદ્યાપીઠમાં તવાઈ, ઘડાઈને આવતા આપણા સર્જક વાર્તાકાર જોસેફ મેકવાન પાસેથી પાંચ વાર્તાસંગ્રહો પ્રાપ્ત થાય છે. તેમાંથી ચાર વાર્તાસંગ્રહોમાં 'સાધનાની આરાધના', 'આગળો', 'પન્નાભાભી' અને 'ફરી આંબા મહોરે' વાર્તાસંગ્રહોની આગવી નિરાલી વાર્તાસૃષ્ટિમાં 'સાધનાની આરાધના'માં દલિત વાર્તા ને કળાની દ્રષ્ટિએ તપાસીએ.

પ્રથમ વાર્તાસંગ્રહ 'સાધનાની આરાધના'માં આ વાર્તા લેખક 'મારા સ્વજનોને'માં નોંધતા પોતાના સર્જનકર્મ અંગે કહે છે. મારા લેખનને મેં નિરૂદેશ્ય ક્યારેય નથી માન્યું, સાહિત્ય સર્જનને મેં નિજાનંદનો શોખ કદી ય નથી માન્યું. હું લખું છું જીવન પ્રત્યેની પ્રતિબદ્ધતાથી સચ્ચાઈ પ્રત્યેના સ્નેહથી, અનુભૂતિ પ્રત્યે ઈમાનદાર રહેવું મને હંમેશા ભાવ્યું છે. માણસમાત્રમાં રહેલું સારાપણું મારી વાર્તાનાં પાત્રોને શક્તિ સીંચે છે. મારા લેખનનો આરંભ વાર્તાથી થયો છે અને વાર્તા મારો મનગમતો સાહિત્ય પ્રકાર છે.

આ સંગ્રહની વાર્તાસૃષ્ટિમાં જીવાતાજીવન પ્રત્યેનાં અભિગમમાં કંઈક જુદી જ લકિરથી અહીયા નિરૂપાયા છે. માનવી માત્ર તેમના જન્મથી મૃત્યુ સુધીની વિકાસ યાત્રામાં અનેક પ્રકારનાં ચઢાવ ઉતાર ખટમીઠા અનુભવો વચ્ચે જીવતો આવ્યો છે. આમાંની કેટલીક વાર્તાઓનાં પાત્રો આપણા પોતીકા આજુબાજુ વસતા પાત્રો છે. સર્જકની કલમે કલ્પના અને ઘટનાનો સુભગ સમન્વય થતા વાર્તાનાં સૌદર્યમાં ઓર નિખાર આવે છે,

આ સંગ્રહની એકવીસ વાર્તાઓમાં જુદા જુદા વિષયોનું વૈવિધ્ય જોવા મળે છે. આપણી આસપાસ ધબકતું જીવન, સમાજમાં બનતા બનાવો, માનવીય મૂલ્યો, પ્રેમ, ઈર્ષ્યા, અહમ્, અમીરી–ગરીબી,

દામ્પત્યજીવનની ખટ મીઠી, વ્યવહારોમાં આવતા ચઢાવ ઉતાર, નફરત, પરોપકારની ભાવના વગેરે જેવા સૂક્ષ્મ મનોભાવો અહીયા વાર્તાનાં વિષયો બનીને આવે છે. આમાં પ્રેમી યુગલથી લઈ કોમી રમખાણ સુધીનાં વિષય સ્થાન પામ્યા છે. ચરોતર પ્રદેશ અને ખ્રિસ્તી સમાજની સાથે સાથે હિન્દુ, મુસ્લિમ, દલિત પછાત સમાજ વગેરેનું સુપેરે નિરૂપણ કરવામાં આવ્યું છે. દલિત–હિન્દુ–મુસ્લિમ વચ્ચે સળગતો કોમવાદ, વર્ગ–વર્ણભેદ પ્રશ્ન વગેરે રેખાને સર્જકે સંયમને તાટસ્થથી આલેખન કર્યું છે. સર્જક જે સમાજમાંથી આવે છે, તેવા દલિત પીડિત સમાજને તેના ભાવવિશ્વનું હ્રદયસ્પર્શી રીતે રેખાંકન થયું છે. લેખકની તળપદી બોલી, ભાષાશૈલી પરની પકડને કારણે સમગ્ર જાનપદી પરિવેશ ભાવક સમક્ષ ખડો થઈ જાય છે. આ બધાનું નિરૂપણ કરતી સારી નરસી એમ બન્ને પાસાઓને વર્ણવતી વાર્તાઓ છે.

**દલિતસમાજનું નિરૂપણ કરતી વાર્તાઓ :**

'ચોથી શરત', 'સ્નેહની સાલગિરા', 'બેટરી', 'રેખાનો ગૃહત્યાગ', 'પાંચો પગી', 'પરભુદા પટેલનું મામરૂ' અને 'ખત્રીની ડેરી' કોઈ પણ પ્રકારનાં આગ્રહો પૂર્વગ્રહો, બંધનો વિના સાહિત્યિક કલાકૃતિ પાસે જઈએ તો જ સાહિત્યિક કૃતિનો સાચો સુધ્ધ રસાનંદ માણી શકીએ. વાર્તા જ્યારે પોતીકો અવાજ લઈને આવે, અનોખો પરિવેશ અત્યાર સુધી સ્થાન ન પામેલ સ્થળકાળ. તેની પોતાની જ કહી શકાય તેવી આગવી રીતભાત, ભાષા, નિજી સૌંદર્યાભૂતિ, ભાવવિશ્વ, જુદી મનોભાવના, તેણે ભોગવેલ અતીત, તીવ્ર આઘાત–પ્રત્યાઘાત વગેરે સમ–સંવેદના સમજવા માટે પણ ભાવક સજ્જ હોવો જોઈએ અને એટલો જ જાણકાર હોવો અનિવાર્ય બની જાય છે.

દલિત સાહિત્યનાં સંદર્ભે એવું પણ કહી શકાય કે દલિત વાર્તાને સમજવા પ્રથમ જાતિભેદ, અસ્પૃશ્યતાને લીધે ઉપજી આવતી કરૂણતા,દારૂણ ગરીબી, માન અપમાન વગેરેના ભાવજગતમાં પ્રવેશી ખુલ્લા મને, વિશાળ હ્રદયે નિહાળવું પડે. ભારતદેશ જુદી જુદી જાતિ, વર્ણ, વર્ગ વગેરેમાં વહેંચાયેલો છે. તેના કારણે જાતિએ જાતિએ જુદા જુદા મનોવ્યાપાર, વ્યવહાર, પહેરવેશ, રીત રિવાજોના અંતર, ખાવા પીવાની ટેવો, રહેવાની સગવડતા, અગવડતા, તેમના રહેઠાણ, વસવાટ, ગલીઓ, ચાલી, પોળો, ભગવાન, શ્રદ્ધા, અંધશ્રદ્ધા, અરે ! ત્યાં સુધી કે જીવતા તો ભેગા નહીં પરંતુ મર્યા પછી પણ નહીં માટે સ્મશાન પણ જુદા, કૂવા જુદા, તળાવ જુદા એમ કહો કે બધું જ વેરણ છેરણ વગેરે આ વગેરે આ બધા વિશે જેટલી વધારે જાણકારી એટલી વાર્તાની આંતરિક સૌંદર્યસૃષ્ટિ ને વધારે પામી શકીયે. દલિત વાર્તાનાં સ્પંદનો સમજવા આસ્વાદવા માટે છેવાડાના માનવીના મન સુધી આપણને ચેતના વિસ્તાર જ રહી, તેમની સાથે હ્રદય સંવાદ સાધવો જ રહ્યો.

દલિત સર્જક પાસે જીવાતા સમાજજીવનનો વાસ્તવિક અનુભવ છે. ઊંડી સંવેદના છે. તેને અભિવ્યક્ત કરવાની તેમની કલમમાં સામર્થ્ય છે. તેની પ્રતીતિ દલિત ચેતનાનું નિરૂપણ કરતી આ વાર્તામાંથી જોઈ શકાય છે.

'ચોથી શરત' વાર્તામાં દલિત પરિવેશ, પાત્રો વગેરેની સાથે સાથે દલિત સમાજની માન સ્વમાનના સળગતા પ્રશ્નો વર્ણવતી ધ્યાનાર્હ વાતો છે.

આ વાર્તામાં દલિત–સવર્ણ જ્ઞાતિ જાતિનાં જીવતા વળગાડ જેવા અસાધ્ય રોગોને કારણે થઈ, માના ઠોલીનો પુત્ર નટવર અને મુખી પુત્રી સોનલનાં હૈયાં એક હોવા છતાં બંને એક થઈ શકતાં નથી. તેમની પ્રેમ ભરી સંવેદના વાર્તાના કેન્દ્રમાં છે. પરંપરિત રીતે ચાલ્યું આવતું જ્ઞાતિ જાતિનું ભૂત આ બન્ને પાત્રોને નડી જાય છે. દલિત સમાજનું પ્રતિનિધિત્વ કરતા પાત્રોમાં માનો નાયક, માધો વણકર ઠોલી, તુરી બારોટ, બજાણિયા, તેનો દીકરો નટવર વગેરે છે. જ્યારે ઉજળિયાત વર્ગમાંથી આવતા પાત્રોમાં બબુ


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr. Tanvi Shukla
Year-2, Issue 5, Continuous Issue 11, September - October 2012

મુખી, તેની પુત્રી સોનલ, નટુનો ્ને સોનલનો પ્રેમ સંબંધ મુખીને મન માથાનાં ઘા સમાન છે. તેમના પ્રણયની ઓથે બીજા પણ સામાજિક પ્રશ્નો જોડાયેલા છે.

વાર્તાનો આરંભ ભૂતકાળમાં ઘટેલી ઘટનાનું વર્તમાનની ક્ષણે થાય છે. બજાણિયા માટે નાચવું તેના લોહીનાં લયમાં છે. નટુના નાચ પર બધા ફિદા છે. નટુ માતાપિતાની શિખામણ વચ્ચે દ્વિધા અનુભવે છે. મા કહેતી 'નાચને રવાડે ના ચડીશ એણે પેટ નહી ભરાય, મનખાભેર જીવાશે નહી.', જ્યારે બાપ કહેતો 'બાપી કી આવડત કદીકે ય ખપ લાગે, ખપજોગું શીખતો જા, ભણ્યા પછી નોકરીનાં ઠેકાણાં નથી હોતા.' નટુને મન તો સારા પ્રસંગોએ ઢોલ વાગતો અને તેની કદરરૂપે તેના બદલામાં મળતું બેરૂપરડીનું દાપું મળતું તે તેના બાપને સદી ગયું હતું, કારણ એ સહેતા આવ્યા હતા પરંતુ નટુ આ મતનો નથી તેમને મન તો આ ઈજ્જત દેનારો ધંધો નથી, પરંતુ વસવાયાનો જ વ્યવસાય છે. બજાણિયાને વાર તહેવાર ઢોલ વગાડવો પડતો ગામમાં પરંપરા ચાલી આવતી રૂઢ પરંપરા અનુસાર માધો વણકરનાં દશેરા દિવસે સૂતર લઈને જવું પડતું.

ભારતનાં મોટા ભાગનાં ગામમાં મુખી નામનું શોષણખોર પ્રાણી દેખા દે છે. આ વાર્તામાં પણ મુખીનું એક હથ્થુ શાસન છે. તે દલિતો પર અન્યાય, અત્યાચાર કરે છે. મુખીએ માધાને પડકાર કરયો, તેનો છોકરો કરસન આડો આવ્યો, મુખી સામે પહેલી વખત મોં ખોલવાનું સાહસ કરસને કર્યું, તેથી બબુ મુખીએ હોવાના અહંમાં ચોરાની વચ્ચે કરસનને મારીને અધમુઓ કરી નાખ્યો. કરસનથી આ અન્યાય સહન ન થતા તે જન્મભૂમિ છોડીને જતો રહ્યો, માત્ર પછાત જાતિમાં જન્મ થવાથી જન્મભૂમિ છોડવી પડે તે માનવજીવનની કેવડી મોટી કરૂણા કહેવાય.

કરસન અને મુખી બન્ને હઠે ચઢ્યા. આ બંધારણની વાત કરનારને માથે ટોપલો ચડાવું ત્યારે હું મુખી, અને મરી જાઉં પણ તારી વેઠ ના કરુંનો હુંકાર ભણતો કરસન, અધમુઓ થઈ ગયેલો પણ જરાય ઝૂકેલો નહીં, મુખીએ નટુને સોનલના લગ્નમાં જાહેરમાં નાચવાની શરત રાખી, બન્નેનું જીવન ઝેર જેવું કરી દે છે અંતે બન્ને પાત્રોનાં કમોતે મૃત્યુ થાય છે. તેમ છતાં પણ મુખીનાં પાત્રમાં કોઈ પરિવર્તન આવતું નથી. વાર્તામાં નિરૂપાયેલ ભાષા, તળપદી લોકબોલી, પ્રવાહી ગદ્ય શૈલીને કારણે વાર્તાનો અસ્તિત્ત્વ ગતિએ આવે છે. વાર્તાનો અંત શોકાતુર, કરુણાત અને વક્રતાભર્યો છે. જયંત ખત્રીની 'ધાડ' વાર્તાનો નાયક ઘેલો કહે છે. 'ગુલામી એ ગમી જાય એવો નશો છે.' આ વાર્તામાં કરશન તેના બાપને કહે છે. 'બાપને સદી ગયું કારણ એ સહેતા આવ્યા છે.' આ વાર્તા વર્ણ વિષયવસ્તુ લેખે દલિતો મૂળભૂત સમસ્યા તેના પર થતા અન્યાય, અત્યાચારનું લેખકની કલમે અસરકારક રીતે નિરૂપણ થયું છે. શોષણખોર મુખીનાં પંજામાંથી મુક્ત થવું એ કરસન, માધો, નટવર કે માના નાયકને મુશ્કેલ છે. વાર્તામાં સવર્ણ દલિત વચ્ચેની અસમાનતાની સૂક્ષ્મ ભેદરેખા વ્યંજિત થઈ છે.

ચરોતર પ્રદેશનું શબ્દમાધુર્ય ભર્યુંભાદર્યું છે. જે વાર્તાનાં સૌંદર્યમાં ઓર વધારો કરે છે. જેમ કે 'સોહલો', 'ભાવ ભમગિમાં', 'જુધ્ધે', 'તારામૈત્રક', 'વરણાગિયા', 'બજાણિયા', 'અભિનય', 'પટુતા', 'લેખામાં કોઈ લે નહી અને હું વરની ફોઈ', 'બાપોની આંતરો', 'જનમ ભોમિકા', 'હૈડીયે', 'લોકજોમાનો', 'ભો કાબો', 'વનોગત' જ્યારે ગીતપંક્તિ, વાર્તાને રસિક બનાવે છે. 'હવા મેં ઉડતા જાયે મેરા લાલ દુપટ્ટા મલમલ કા......', 'કૃષ્ણજી ચાલ્યા દ્વારકા હોજી રે... હોજી રે.....'

દલિત ચેતનાનાં આંતરતત્વનાં વ્યાકરણને વણી લેતી આસ્વાદ્ક વાર્તા બની છે.

'સ્નેહલની સાલગિરાહ' જેવા રસિક સાદ્રશ્ય શીર્ષકવાળી આ વાર્તામાં બાળમાનસનાં ભાવવિશ્વનું સરસ નિરૂપણ થયું છે. આ વાર્તાને મનોવૈજ્ઞાનિક રીતે પણ તપાસી શકાય. વાર્તાનાં પાત્રો અને પરીવેશ દલિત સમાજમાંથી આવે છે. દલિત સમાજમાં તેની ભીતરમાં રહેલી સૂક્ષ્મ ભેદરેખા પણ નિર્દેશિત થઈ છે. ભણી

ગણીને નોકરી મળતાં શહેરમાં સ્થાઈ થયા પછી પોતાના જ ભાઈઓને ભૂલી જાય છે. આ સમસ્યા વ્યાપક સ્વરૂપ લઈ રહી છે.

'સ્નેહલની સાલગિરાહ' આ શીર્ષક પરથી ભાવકને જિજ્ઞાસા થાય કે આ વાર્તા સ્નેહલનાં જન્મ દિવસની વાત હશે? તેની આસપાસ વાર્તાનાં તંતુઓ ગોઠવાયા છે. સુધીર જન્મે દલિત છે. વાસમાં ઝૂંપડપટ્ટી જેવા વિસ્તારમાં રહે છે. તે અધિકારી હોવા છતાં તે દલિત હોવાને કારણે તેને મકાન મળતું નથી. ધૂળમાં રમતા ગોબર વગેરે બાળકોથી સ્નેહલને દૂર રાખે છે. સુધરેલો હોવાનો અહં, દંભને કારણે સ્નેહલનું નિર્દોષ બાળપણ રૂંધાઈ જાય છે. શિક્ષક પણ સલાહ આપે છે. સ્નેહલ તું જરા દૂર ઊભો રહેજે, આ બધા ગંદા ધૂળમાં આળોટે, તારાથી એમની સાથે ન રમાય! માતાપિતા તરફથી મળતા સંસ્કાર સામે આજે પ્રશ્નાર્થ ઊભો થયો છે. સ્નેહલનું બાળમાનસ ઝંખે છે. પણ બીકને તેના સમવયસ્ક બાળદોસ્તો સાથે તે રમી શકતો નથી. સ્નેહલે ગોબર સાથે દોસ્તી રાખી તેના કારણે થઈ ગોબરને માર ખાવો પડ્યો અને છેવટે નિશાળ છોડવી પડી. ગોબર ઓરી ને કારણે તેથી તે પથારીવશ હતો.સ્નેહલના જન્મદિવસે તે બધાથી બચીને સીધો જ ગોબર પાસે પહોંચી જાય છે. આમ વાર્તાનો અણધાર્યો અંત આવે છે. બાળકનું કુમળું માનસ કંઈ પણ સમજે તે પહેલાં જ માબાપ તરફથી અસમાનતા – ઉચ્ચ–નિમ્નનું ઝેર રેડી દેવામાં આવે છે. સુધીર કાન્તા શિક્ષિત હોવા છતાં તે સ્નેહલનાં બાળમાનસને સમજી શકતા નથી. તળપદી બોલી દ્વારા પાત્રો ઊપસી આવે છે. સમભાવી સર્જકનો અવાજ પાત્રનાં ઓથે પડઘાયા વિના રહેતો નથી, સાક્ષીભાવે કહે છે 'ખરેખર આપણા દેશમાં ભારે પરિવર્તન લાવવાની જરૂર છે.' વગેરે મુખ્ય વિધાનો વાર્તામાં જોવા મળે છે.

'બેટરી' એ ટૂચકા પ્રકારની હળવી શૈલીને કારણે અન્ય વાર્તાથી જુદી પડે છે. આ વાર્તામાં દલિત સમાજમાંથી આવતા પાત્રોની રહેણીકરણી, રીતભાત, વાણી, વર્તન, વ્યવહાર અનોખી રીતે નિરૂપાયા છે.

વાર્તાનાં પાત્રો ભીની માટીની સોડમવાળાં છે. તેની જીવંતતા ભાવકને સ્પર્શી જાય તેવાં સાચુકલા પાત્રો છે. આ પાત્રો શ્રમજીવી વર્ગનું પ્રતિનિધિત્વ કરે છે. કથા નાયક જેણે પુરૂષ તરીકેના અહંને સંતોષવા તેની બબ્બે પત્ની મોંઘી અને કંકુડી પણ ત્રસ ગુજારે છે. તેનું જીવવું હરામ કરી દે છે. આમાં હાસ્યરસ એ વાર્તાનું જમાપાસું છે. મોંઘી જણસ જેવી વિલાયતી બત્તી કંકુ જેણાને ખેતર જવા માટે આપે છે. તે ગાયબ થઈ જતાં તેની દાઝ કંકુ પર ઉતારે છે. તેણે રીત સરની રાડ નાખી કંકુડી... ઈ... ઈ... ? મામી હાહુ... ઉ... ઉ... મરી જ્યો રે... એ... એ...!

આ વાચી ભાવકને મજા પડી જાય છે. બે સ્ત્રી અને એક પુરૂષ વચ્ચે સંઘર્ષ પેદા થાય છે. તેના મૂળમાં બેટરી રહેલી છે. બેટરીનું મૂળ જમાઈ હતો અને જમાઈનું મૂળ મોંઘલી છે જેણો મોંઘી પાસે એવું સાંભળવા માગતો હતો કે 'એક દા'ડો તો એ મારા પગ ઝાલવાની ન કૈવાની શા હાતર આમ કરો છો ભુંડા ! શું જોઈએ છે તમાર તે દન રાત લોઈ ઉકાળા કરો છો !' મોંઘી જેણાને અને જેણો મોંઘીના માહ્યલાને ન ઓળખા શક્યા, શાંત રસમાં વિરામ પામતી આ સામાન્ય પ્રકારની વાર્તા છે. પાત્રની ભાષા તેની લય વાર્તાને જીવંતતા બક્ષે છે. રૂઢિપ્રયોગો, કહેવતો વગેરે રચાઈ આવે છે.

માનવતાને નાતે સર્વ ધર્મ સમભાવ, સમતા, સમાનતા, સમરસતા વગેરેની ભાવના બે વ્યક્તિ સમાજને જોડવાનું કાર્ય કરે છે. પરંતુ આપણી સામાજિક વ્યવસ્થા અસમાનતાનાં પાયા પર ઊભી છે. એક જ વિષયનું વારંવાર પુનરાવર્તન થતાં તે તેનું અર્થ સૌંદર્ય ગુમાવી દે છે. દલિત સવર્ણનાં પાત્રો વચ્ચે પ્રેમ થાય અને અંતે પરિણામ દુઃખદ આવે આ પ્રકારનો વિષય હવે નવો નથી રહ્યો. 'રેખાનો ગૃહત્યાગ' વાર્તામાં આ પ્રશ્ન સહેજ અલગ દ્રષ્ટિકોણથી નિરૂપાયો છે. એમ કહેવામાં વધારે પડતું નહી ગણાય કે દલિતો બીન દલિતો વચ્ચે જ્યાં સુધી રોટી બેટીનો વ્યવહાર નહીં થાય ત્યાં સુધી સમાનતા ભાઈચારાની

ભાવનાને કારણે દલિતો પ્રત્યેનો બીન દલિતોનો અણગમો, ઈર્ષ્યા, તિરસ્કારની ભાવનાને કારણે સવર્ણ રેખા અને દલિત મૃગેશ લગ્ન કરી શકતા નથી. રેખાનું તીવ્ર મનોમંથન વાર્તામાં કેન્દ્ર સ્થાને છે. રેખા એક બાજુ માતા–પિતા અને બહેનનો પ્રેમ જ્યારે બીજી બાજુ મૃગેશનો પ્રેમ આ બે બિંદુ વચ્ચે એ ઝોલા ખાય છે. તે દ્વિધામય પરિસ્થિતિમાં કોઈ નિર્ણય પર આવી શકતી નથી. વાર્તાનાં શીર્ષક પ્રમાણે રેખા ગૃહત્યાગ કરે છે. પરંતુ તે મૃગેશ સાથે રહી શકતી નથી પરંતુ સંન્યાસી બની વિહારમાં જતી રહે છે. અને વાર્તા આમ, શાંત રસમાં પરિણમે છે. વાર્તાનો અંત અણધાર્યો આવે છે.

આ સંગ્રહની મોટાભાગની વાર્તાઓની જેમ 'પરભુદા પટેલનું મામેરું' વાર્તાનો આરંભ ફ્લેશબેકથી થાય છે. આ વાર્તામાં ગામડામાં દલિતો બીન દલિતો વચ્ચે સત્તા સંપત્તિ માટે જે કાવાદાવા રચાય છે અને બ્રાહ્મણ, વાણિયા, પટેલો દ્વારા દલિતો તેનો ભોગ બને છે. પછાત વર્ગ લોભ લાલચ આપી તેની જમીન પચાવી પાડે છે. કહેવાતા સવર્ણનાં બતાવવાના અને ચાવવાના દાંત જુદા હોય છે. તેનું દંભી માનસ અહીયા છતું થયા વિના રહેતું નથી.

દલિત સંવેદના અને બે વર્ગ વચ્ચેનો સંઘર્ષ કૃતિના મૂળમાં છે. સવર્ણ પરભુદા દલિત પાત્રો ઈચ્છો, નાથો, રતન વગેરેનું શોષણ કરે છે. પરભુદા નાથાની જમીન પચાવી પાડે છે. અને સામે પડતા દાનાને મારી નાખે છે. તે જ પરભુદા નાથાની પુત્રીનું મામેરું કરવાનું કહે છે ત્યારે ઈચ્છાને શંકા જાય છે, હાળું કાંક કારનામું લાગ છ. પટેલ પાધરો ન પડે, ને આવો આ પચી હજારનું ખરચ કરે તે માન્યામાં નથી આવતું. ગામમાં દલિતો મુસ્લિમ, હિન્દુ વચ્ચે સંપ હતો, પરંતુ ચૂંટણી આવતા વેરઝેરને કારણે તેમની વચ્ચે ફાટફૂટ પડી અને બધું વેર વિખેર થઈ ગયું. વાર્તામાં સંદર્ભિત સમળગાળો ઈ.સ. ૧૯૪૮નો છે. ગાંધી હત્યા, આઝાદી, ગણોતધારો વગેરેનો નિર્દેશ થયો છે. લેખકની ભાષા શૈલી, વર્ણન કળા, ધ્યાનાર્હ છે. તળપદી લહેકાવાળી લિજ્જતદાર બોલી તાજગી ભરી દે છે. જે વાર્તાને જીવંત રાખે છે.

મકનો પરભુદા પટેલનો વસવાયો ચા વાણોતર હતો, એટલે પટેલને ડેલે એની અવરજવર વધુ રહેતી, તહેવાર ટાંકણે, સારે માઠે અવસરે ને કામ પડ્યે મકનો પરભુદા પટેલની ડેલીએ હાજર રહેતો, કદાવર ગઠાયેલો દેહ આંગણે આઘો પાછો થતો જોવામાં પણ પરભુદા પટેલ ગૌરવનો અનુભવ કરતા. ભલે મકનો પછાત હતો, પણ એનો દેહ દેવાંશી હતો. ભલભલાં દિલડાં એના પર વારી જવાને તડપતા હતા, પણ અંતરાય નડતો હતો. માત્ર વરણનો, એની હલકી જાતનો કેટલાંયે બળાપો કરતાં કે ભલા ભગવાન આવો અદકેરો દેહ દઈને તે એને જાત દેવામાં કંજુસાઈ કરી?

આ વર્ણન છે 'ખત્રીની દેરી' વાર્તામાં આવતા મકનાના પાત્રનું. ઈતિહાસમાં દલિતોમાં રહેલી શૌર્ય, શક્તિ, વીરતા, બલીદાન, વગેરેની ભાગ્યે જ નોંધ લેવાય છે. આ વાર્તામાં મકનાનું પાત્ર ઉઠાવ પામે છે. આ વાર્તાકાર રેખાચિત્રો નિરૂપવામાં માહિર છે. તેની છાંટ આ વાર્તામાં દેખા દે છે. અકસ્માતે અછૂત સમાજમાં જન્મ થવાથી જીવતે જીવત કેવું લીલ થવું પડે છે. બહારવટીઓ છત્રાને જવાબ દે તેવો એક આ મકનો જ છે. પરંતુ તે દલિત હોવાથી તેની હિંમતની કોઈ કિંમત નથી, મકનો પરભુદાની પુત્રી ચંપા પર મોહ્યો છે. પણ તે લક્ષ્મણરેખા ઓળંગતો નથી, સર્વજ્ઞ સર્જક કહે છે જ્યારે એ તો અસ્પૃશ્યતાનો અંધારો યુગ ! ભર બજારે પોકાર પાડ્યા સિવાય ઢેઢ બહાર પણ ના નિકળી શકે એ સમય ! મકનો ચંપાને સ્પષ્ટ શબ્દોમાં કહે છે. 'જો ચંપી ! નાત જાતના વાડા કે વૈવારને તો હું નથ્ય માનતો, પણ વડવાઓના વેવારને આંટ પાડવા જોઈએ. તારા કુળની મર્યાદા હું નઈ લોપું જો તું મારા મન સાટે તારૂં આખું આયખું કુંવારા રહેવાનું કબુલ કરે તો, હું હાચો જ છું મારે હવે અવર મા બેન જ માની લ્યે...' પરભુદાથી ચંપા અને મકનાના સંબંધો સહન નથી થતા તે મકનાને હડધૂત કરે છે. સાલ્લા ઢેડા હદની બહાર ના જા ! જો હવે અહીં ઢૂંક્યો છે તો ચામડું ઉતરાવી દઈશ ! મકના એ પરભુદાને મોઢા પર સંભળાવી દીધું ખ્યાલ રાખજે ને પટેલ ! તું મારો ઘરાક છોને એટલે ! નીકર બતાડી દેત ન જીંદગીભર તારે બાચણે ધાર નોંચ મારું પણ,

મારોર ખપ તને પડશે હો ! છત્રા બહારવટિયાની આંખ ચંપા પર ઠરી હતી એટલે પટેલને મકનાની ખપ પડી હતી પણ પાછું તેનું મન ચકડોળે ચડ્યું ઢેડુ ઉઠીને મારી દીકરી સામે નજર બાંધે ! એની આંખ ફોડી દઉં... દલિત વર્ગ પ્રત્યે તેની ઝેરી માનસિકતા આ શબ્દમાંથી ઝરે છે. ! 'પડશે તેવા દેવાશે, ઢેઢા શી ધાડ મારવાના છે' તે વળી એમની આશા.

મકનો અને ચંપા જીવતે જીવ તો એક ન થયા. પરંતુ અંતે કમોતે મર્યા બાદ બન્નેનું લોહી પરસ્પરના અરમાનો પૂરે એમ એક રૂપ બની ગયું હતું આજે મકનો અછૂત નહોતો રહ્યો પોતાના બલીદાનથી એણે પોતાની સમાનતા સાબિત કરી આપી હતી. ગામે આખી જીંદગી જેમનો તિરસ્કાર કર્યો, તેણે જ ગામની આબરૂ બચાવી હતી. વાર્તાને અંંતે વાર્તાકથક કથે છે. આ વાર્તાને બે સૈકા વહી ગયા, હવે તો ગામનું નામ પણ બદલાઈ ગયું છે. પરંતુ તે તળાવ હિલોળા લઈ રહ્યું છે. જ્યારે ખત્રીની દેરી ચંપા અને મકનાની યાદ આપતી અડીખમ ઊભી છે. મકનાના વંશજો આજે પણ ગામમાં છે. ધાડ પાછી વાળેલી એટલે ધાડીવાળા કહેવાયા, પરંતુ કરમની કઠનાઈ જુઓ મકના ખત્રીની ડેરીએ ફૂલ ચડાવવાનો પણ એમને અધિકાર નથી? કારણ! તેઓ અછૂત છે!!!

લેખકની કલમ ગજાવેલ ગદ્યની તાકાતવાળી હોઈ તેનો પરચો આ વાર્તાની વર્ણનકળામાં જોઈ શકાય છે. આ વાર્તાનો સમયગાળો ગાયકવાડના વખતનો છે. જેમાં ધાડ, લૂંટારા, બહારવટિયા વગેરેનો સંદર્ભ સંકેત થયો છે. વાર્તા અંત કરૂણાંત છે. વાર્તાની ભાષા શૈલી, તળપદી બોલી વગેરે વાર્તાનું જમા પાસુ છે. દલિત સમાજની સમસ્યાનું જતનપૂર્વક નિરૂપણ કરતી સાધનાની આરાધના સંગ્રહની દલિત વાર્તાઓનું નિરીક્ષણ કરતાં વાર્તાકાર હિમાંશી શૈલત સાથે આપણે સહમત થવું રહ્યું. આ સંગ્રહની વાર્તાઓ જીવાતા જીવનની છે તેમાં કલાતત્વને ઝાઝો અવકાશ મળ્યો નથી. તેની ભાષા ધીંગી અને વાર્તાપ્રવાહ વેગીલો ખરો પણ મદદરૂપ થઈ શકતા નથી. સીધો બોધ તો ક્યારેક ભારેખમ ઘટના કે સ્થૂળ રજૂઆત તેને કારણે અમુક વાર્તાઓ કાચી પૂરવાર થઈ છે.

---

**ડૉ. દિલીપકુમાર ચાવડા, વ્યાખ્યાતા, ગુજરાતી વિભાગ, સરકારી વિનયન કૉલેજ બાયડ, જિ. સાબરકાંઠા. (મો) ૯૯૨૫૮૫૪૩૮૨**

**Email: dilip_101272@yahoo.in**

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-2, Issue 5, Continuous Issue 11, September - October 2012

# નિસર્ગ આહિર – 'કાવ્યત્રયી' અર્થાત્ કામણત્રયી

પાર્થિવી અધ્યારુ–શાહ,પ્રિયા અધ્યારુ–મજીઠિયા અને પ્રતિષ્ઠા પંડયા એ ઉંમરના ત્રીજા દાયકામાં શ્વસતી યુવાન કવયિત્રીઓનો સંયુક્ત કાવ્યસંગ્રહ એટલે 'કાવ્યત્રયી'. ૨૦ જૂન, ૨૦૧૨ના રોજ ઠાકોરભાઈ હૉલ, અમદાવાદ ખાતે દબદબાભેર જેનું શબ્દાર્પણ થયું એ 'કાવ્યત્રયી' ઘણા બધા અર્થમાં નિરાળો કાવ્યગુચ્છ છે. હર્ષ બ્રહ્મભટ્ટ, ભાગ્યેશ જહા અને એસ. ડી. દેસાઈના પુરોવચન સાથેનો આ સંગ્રહ એક ચારુ શક્યતાનો સંકેત છે. ગુજરાતમાં કવિઓના મુકાબલે કવયિત્રીઓની સંખ્યા નહિવત્ છે ત્યારે તરોતાજા ભાવસંવેદનની આ નિરાળી કાવ્યસંપદા આનંદ આપે છે. ત્રણેય કવયિત્રીઓનું સંવિદ્તંત્ર અને રચનાવિધાન ભિન્નત્વના મુકામે છે. અત્યારની કલમમાં કેવાં રંગવલયો છે એનો ચિતાર અહીં મળી રહે છે. વળી, આ ત્રણેય યૌવનાનો વિષય ગુજરાતી સાહિત્ય નથી, એ અર્થમાં ઔપચારિક ગુજરાતી કાવ્યશિક્ષણ સિવાય ગુજરાતીમાં નિજી શક્તિથી કવિતા સર્જાય તો કેવી સર્જાય એનું નિદર્શન પણ આ કાવ્યગુચ્છમાં મળી રહે છે. આ સંદર્ભે વિવેચન નહિ, પણ આસ્વાદન મને અભિપ્રેત છે.

'કાવ્યત્રયી' નાનકડો કાવ્યપ્રસાદ છે. કુલ ૩૬ રચનાઓમાંથી પાર્થિવીની ૧૦, પ્રિયાની ૧૪ અને પ્રતિષ્ઠાની ૧૨ રચનાઓ છે. તમામ રચનાઓ છંદમુક્ત છે. નિશ્ચિત સ્વરૂપના સંદર્ભે, બળકટ શબ્દદેહ પર આ તમામ કવિતાઓ નભી જાય છે. ત્રણેય કવયિત્રીઓમાં આ ઉંમરે હોય છે એવી, જીવન પ્રત્યેની મુગ્ધતા અને પ્રેમની સંકુલતા વિષય તરીકે કેન્દ્રસ્થ હોવા છતાં, અભિવ્યક્તિમાં નાવીન્ય છે. ત્રણેયની નોખી મુદ્રાઓ દૃષ્ટિગત થાય છે.

પાર્થિવીની રચનાઓમાં વિષય અને રચનારીતિના સંદર્ભે સાહજિકતા–સારલ્ય છે. તેની રચનામાં પ્રાકૃતિક અનુબંધનનો થતો જતો વિચ્છેદ સ્પૃશ્ય બન્યો છે. માણસ કશુંક પ્રાપ્ત કરવાની લાહ્યમાં પ્રકૃતિથી પરાયો થાય એની સામે તો પ્રશ્ન જન્મે જ, પણ પ્રાકૃતિક સંપદાનો હ્રાસ કરવાની જાણે એ હોડમાં છે. 'બુલબુલ' કાવ્યમાં બુલબુલના પ્રતીક દ્વારા પાર્થિવી એવું જ સૂચવે છે :

> ''એ બુલબુલ હવે ડાળી વગર લટકતું'તું;
> ખરેખર તો તે હવે ભટકતું'તું !'' (કાવ્યત્રયી, પૃ. ૯)

જન્મ્યા ત્યારથી પ્રકૃતિના પરિચયમાં છીએ અને સમજણા થયા ત્યારથી એની સંપદાના સાથી છીએ પણ પ્રકૃતિ સાથેનો ઘરોબો ઘટ્ટ થઈ પ્રિયજનના પરિઘ સુધી પહોંચતો નથી. ગોચર પ્રકૃતિ આપણે માટે તો જાણે અગોચર જ ! કવિ અને કલાકારો આ અગોચરત્વને અભિવ્યક્ત કરે ત્યારે જ આપણે એના પર થોડો–ઘણો વિચાર કદાચ કરીએ ખરાં ! પાર્થિવી કવિગત કુતૂહલને આપણી પ્રાકૃતિક અજ્ઞાતતાનું સરનામું બનાવે છે :

> ''મારે પૂછવું છે સાગરને કે
> એનામાં ગરકાવ થતી નદીઓને
> તે શી રીતે ઓળખતો હશે ?'' (કાવ્યત્રયી, પૃ. ૧૨)

માણસ હોવાની એક મહદ્ ક્ષતિ એટલે તમામને માનવીય રૂપે જોવાની મમત. સાગરનો નદીઓ સાથેનો સંબંધ કંઈ પિતા–પુત્રી કે પ્રિયતમ–પ્રિયતમા જેવો નથી જ નથી. અરે...!! નદી અને સાગરના શાબ્દિક લિંગભેદ કરનારા આપણે પાણીના એકબીજામાં એકાત્મભાવ સાધવાના સૌંદર્યને કેમ જોઈ શકતા નથી એવી સૂક્ષ્મ ફરિયાદ પણ પાર્થિવી કરતી સંભળાય.

ઈશ્વરે માણસને નહિ પણ માણસે જ ઈશ્વરને ઘડ્યો છે એવી સમજણના વિકાસમાં પ્રભુ એક ઉપાલંભેશ્વરની મૂરત અને પ્રશ્નમંદિરના અધિપતિ તરીકે બિરાજે છે. ગમે તેવો ભક્ત પણ ભગવાન સાથે ગાળાગાળી કરી શકે એ કબૂલ, પણ સંવિદ્ ને સંકોરીને બેઠેલી કવયિત્રી ભગવાન નામની મીથને પડકારે તોય કવિતાની હેસિયતથી જ. પાર્થિવીનો પ્રશ્ન ધારદાર છે :

''મંદિરમાં બેઠોબેઠો તું મલકાય છે શાને,
ખબર છે...
દર્શનાર્થીની ભીડથી તું કાંઈ
ભીડમાં મુકાવાનો નથી !'' (કાવ્યત્રયી, પૃ. ૧૬)

પાર્થિવીની 'કળિયુગ' રચના સમગ્ર પાર્થિવ અનુબંધનો પર પ્રશ્નાર્થનાં પગલાં મૂકતી આગળ ધપે છે. કળિયુગમાં કોઈનું કોઈ સાથેનું અનુબંધન અખંડ અને અક્ષુણ્ણ નથી રહ્યું. માણસજાતે જે સવાલો સર્જ્યા છે એનાં માઠાં પરિણામોનો ભોગ બનનારી પ્રકૃતિની આલમમાં સોપો પડી ગયો છે એમ પાર્થિવીને કહેવું છે. એક વખત સર્જન તરીકેની પોતાની સ્વાયત્તતાને આધારે આનંદમાં રાચતો માણસ આજે વિસર્જનને વહાલું કરતો જાય છે એમાં સ્વયંની હયાતીના સવાલો છે એમ એને ક્યારે સમજાશે એમ પણ એને પૂછવું છે. વ્યંગ અને વેદનાના સાહચર્યે એણે ઘણું સિદ્ધ કર્યું છે. શ્વાસ તો છે, વિશ્વાસ વિરમી ગયો છે :

''કોયલ મન મૂકીને ટહુકી નથી શકતી કે
તેના ટહુકાનું કોઈ 'રિમિક્સ' તો નહીં કરે ને !'' (કાવ્યત્રયી, પૃ. ૨૩)

પ્રેમ આપણી અપેક્ષા જ નહિ, અસ્તિત્વનું ચાલકબળ છે. આપણે એક અધૂરપ લઈને અવતર્યાં છીએ એટલે કોઈનામાં પૂર્ણતાનું સરનામું શોધીએ છીએ. આવાં સરનામાં શોધવાની અને શોધાયેલા સરનામે કાયમી મુકામ સ્થાપવાની સૌની શૈલી નિરનિરાળી. પાર્થિવીનો એકરાર કલાત્મક જ હોય ને ?–

''મારે તને મળવું છે.
ટહુકામાં ઓગળવું છે !'' (કાવ્યત્રયી, પૃ. ૨૫)

પણ એકરાર ક્યારેક જ એકાત્મનો અવસર બને છે. મહદ્અંશે તો એ તડપનનું તીર્થ બને કે ઝૂરાપાની ઝૂંપડી બને. બે વ્યક્તિની વચ્ચે અંતર છે તે તો રહેવાનું જ. કોઈનામાંય કાયમી એકરૂપ નથી રહી શકાતું ત્યારે યાદ ફરિયાદનું રૂપ લે છે. આપણી પ્રતીક્ષા વાસંતી વૈભવની પણ પાનખરના આશ્રયે આવી ઊભીએ એ જ નિયતિ હોય છે એમ પાર્થિવીનું કહેવું છે :

''પવનના સુસવાટે સુસવાટે
હૈયામાં શ્વાસ ખૂટ્યા
ધીરજે ધરણાં છોડયાં
વસંત અને પાનખર
એ જ જીવનનું સોપાન !'' (કાવ્યત્રયી, પૃ. ૨)

કોઈ પણ કલાના કર્તા હોવું એટલે સામાન્યતાના સ્તરથી ઊંચકાઈને અપૂર્વતાની અટારી તરફના યાત્રી બનવું. કવિ હોવું એટલે જ કમનીયતાના આવાસની અડોઅડ માળો બાંધવો. અપૂર્વ અભિવ્યક્તિ અને કમનીય કલાકૃતિ એટલે જ 'કવિ' હોવાની પ્રતીતિ. પાર્થિવી આવી પ્રતીતિ આપે છે એની અરૂઢ ભાવાભિવ્યક્તિમાં. પ્રિયજનને મળવાનું મન તો સૌને ય થાય, એમાં નવું શું ? નાવીન્ય તો એ જ કે

શબ્દમય ઉચ્ચારથી ચુંબન પામીને, કાવ્યપંક્તિના પ્રવાહે વિહરીને પ્રિયજનનું સાન્નિધ્ય પામવાનું, વ્હાલને પણ વિશેષણ જેમ પહેરી લજ્જાની સમૃદ્ધિ સાથે પ્રિયજન સમક્ષ ઉપસ્થિત થવાનું. પાર્થિવીને અભિપ્રેત છે શું ? –

''શબ્દો બનીને તારા હોઠોને સ્પર્શીને
પંક્તિના પ્રવાહે રાચું
વહાલના વિશેષણે લજાવા કાજે
મળવાનું થયું મને મન…'' (કાવ્યત્રયી, પૃ. ૪૨)

પ્રેમની પૂર્ણતા આપણે કોઈના આશ્રયે શોધીએ પણ એનું કેન્દ્ર તો આપણામાં જ હોય છે એમ પાર્થિવી'પ્રેમાલાપ' નામના કાવ્યમાં સંકેતરૂપે કહે છે. આપણો અન્ય માટેનો પ્રેમ પણ આપણા જ નીતિનિયમોને અનુસરતો હોય છે. પ્રેમ કદીય વાસ્તવિક નથી હોતો, એ તો આપણે જ કોઈનામાં આરોપિત કરેલો ભાવ હોય છે. અન્યના પ્રેમનાં લેખાંજોખાં આપણા જ નિયમોએ આપણે કરીએ એટલે જેટલી અધૂરપ આપણામાં હોય તે અન્યમાં આરોપીએ અને જેટલી સારપ આપણામાં એવી જ અન્યમાં પણ ઝંખીએ. આવી અટપટી પ્રેમરીતિને કારણે પ્રસન્નતા કરતાં પીડા જ વધારે પામીએ આ પ્રેમ નામના પદાર્થમાં. જો પ્રિયજન પ્રત્યે ફરિયાદનું પલ્લું નમવા લાગે તો માનવું કે પાછાં પગલાં ભરવાની શરૂઆત થઈ ચૂકી છે. પ્રેમમાં અનુભૂતિ કે અહેસાસ જ માધુર્ય આપે છે, પણ એ આવાં સંકુલ સંબંધવિશ્વમાં પામવાં મુશ્કેલ હોય છે. એટલે જ ભાવભરતીને સહજ ન સમજી શકતા પ્રિયતમને શબ્દોના માધ્યમે સમજાવવો પડે છે :

''તો તને ય ક્યાં ખબર છે પ્રિયે કે
આ અંતરમાં, ધબકારમાં અને
જન્માક્ષરના નકશાઓમાં
તને જોઈને… સાંભળીને…
તો મારું જીવન નભે છે !'' (કાવ્યત્રયી, પૃ. ૪૬)

આપણે પામવા મથીએ સભર સભર પ્રતીતિ કરાવે તેવો પૂર્ણ પ્રેમ, પણ કદીય આપણી અધૂરપ વિશે સવાલ નથી ઊઠાવતાં ! 'અનુભૂતિ'માં પાર્થિવી રાધા અને કૃષ્ણના પૂર્ણરૂપ મનાયેલા પ્રેમસંબંધ વિશે સવાલો ઊઠાવે છે અને અંતે ગોધૂલિ વેળામાં ગાયો આવીને એને ઉત્તર આપે છે કે રાધાકૃષ્ણના સંબંધમાં પરિપૂર્ણતા સૌએ જોઈ છે, પણ એમાં રહેલા અપાર્થિવ તત્ત્વને કેમ કોઈએ જોયું નહિ ?પૂર્ણતા પામવી એટલે જ તમામ અપૂર્ણતાને ઓગાળવી. શું જીવનમાં કે શું પ્રેમમાં; આ જ એકમાત્ર પૂર્ણતાપ્રાપ્તિની ચાવી છે :

''આજે અચાનક આવી ગોધૂલિએ, ગાયોએ વાત એ વાગોળી,
કે શું રાધા અને કાહ્નામાં નહોતી ભાળી
નિર્મોહ નિર્બંધ નિરંતર નિર્લેપ નિ િવકાર
પ્રેમની અનુભૂતિ નિરાળી !'' (કાવ્યત્રયી, પૃ. ૪૭)

પ્રિયાની ભાવસૃષ્ટિ ઝાકળ જેવી છે, જેનો આનંદ બહુ ઓછા લોકો લઈ શકતા હોય છે. આમ તો પાણીનું નાજુક શિલ્પ પણ જે મૂલ્ય જાણે તેને મન મુગ્ધરસિક પ્રાકૃતિક આશ્ચર્ય. પ્રિયાએ એવાં જ નાજુક શિલ્પ ભાવભરતીમાંથી કોતરી કાઢ્યાં છે. એનો લય અને નજાકત મનભાવન છે. 'ગોતાખોર' રચનામાં પ્રેમાસક્ત મનની રમણા ઝિલાઈ છે. જેના તરફ મન આકર્ષાય છે ત્યાંથી વાળવા છતાંય પાછું વળતું નથી :

''આ મન તો ગજબનું ગોતાખોર છે મારું

કરોડો મોજાંની વચ્ચેથી પાછું શોધી કાઢ્યું
તાળું દઈને દફનાવેલ પટારામાંથી નામ તારું...'' (કાવ્યત્રયી, પૃ. ૪)

'કોશેટો'માં પ્રિયા જીવનના કારુણ્યને પ્રતીકાત્મક રીતે મૂકી આપે છે તો 'ડાળ પર પંખી' રચનામાં એ પંખીને પ્રતીક તરીકે પ્રયોજે છે. પ્રતીકો જૂનાં છે પણ એની પ્રવિધિ નવી છે એટલે આકર્ષક લાગે છે. પ્રિયા પ્રતીકો પાસેથી ઘણું કામ લે છે. 'કમળ'માં સ્વયંના નિયમે વિલસવાની ખેવના છે તો 'રંગોળી'માં જીવનરંગના વૈવિધ્યની રમણા છે.'મૃગજળ' પણ દાહક પ્રેમનું પ્રતીક બને છે.કવયિત્રી સ્વયં એનો ઉઘાડ કરે છે :

''એ કાંઈ જળ નથી, એ તો કો'કે ચાખી ચૂસીને
થૂંકી દીધેલો વિખૂટો હળાહળ પ્રેમ છે !'' (કાવ્યત્રયી, પૃ. ૧૪)

પ્રેમમાધુર્ય મોહક હોય પણ સંબંધવંચના દાહક હોય છે એ વાત કેટલી નવી રીતે રજૂ કરાઈ છે ! પ્રિયા આવાં સુખદ આશ્ચર્યોથી કાવ્યતીર્થ રચે છે. 'પિયા, ના બોલ'માં પ્રેમની મીઠાશ અને મૌનનું માહાત્મ્ય પ્રગટ કરતાં કહે છે :

''થીજેલા વંટોળ, નીરવ ઢોલ, શાંત ચકડોળ, પ્રીતની રીતમાં ચિત્ત તરબોળ;
બસ ! મૌનની ધૂનમાં વિરક્ત તું ડોલ, ચિત્ત ના ચોર, પિયા, ના બોલ !'' (કાવ્યત્રયી, પૃ. ૧૯)

પ્રિયા પોતાના નામ પ્રમાણે જ આ કાવ્યમાં ચિરપ્રિયા બને છે. એનાં કાવ્યોમાં મુખ્યતયા પ્રેમનું પરમત્વ પ્રગટ થયું છે. આપણી ચાહતમાં સ્તર હોય, ક્રમ પણ હોય. આ બન્નેના આશ્રયે આપણી દુનિયા જેટલી વિભક્ત થાય તેટલી જ સંધાય પણ છે. અનંત નામરૂપધારી આ સૃષ્ટિમાં આપણા સુખનું કેન્દ્રબિન્દુ તો કોઈ એક જ ચહેરો હોય એમ પ્રિયાનું મંતવ્ય છે :

''જગમાં એક જ છે અખંડ, અનંત ને અજોડ
રૂડો એક ચહેરો જે મન આખાયમાં મંડાયા કરે
ભૂંસી નાખો તેમ વધુ ગૂઢ ને ગહેરો બને...'' (કાવ્યત્રયી, પૃ. ૨૨)

છતાં પ્રિયા એ પણ જાણે છે કે સ્ત્રીને મન પ્રેમ એટલે મધુર ભાવનાનો સુંદરતમ વરસાદ અને પુરુષને મન પ્રેમ એટલે ઈચ્છા થાય ત્યારે છબછબિયાં કરી લેવાની ક્રિયા. સ્ત્રી અને પુરુષની આ સ્વભાગત ભિન્નતાને વ્યંગના સ્વરે એ દર્શાવી દે છે :

''આપણે કદમ્બ નીચે શું પહોંચ્યાં,
અને તમે તો કાન્હ થઈ ગયા !
ચાર ચુંબન ચોડી, ચતુર
તમે તો સુંદરકાંડ કરી ગયા !'' (કાવ્યત્રયી, પૃ. ૨૪)

પ્રેમ એક અનુભૂતિ છે અને એની પ્રતીતિનાં સ્વરૂપો અનેક છે. આવા અનેકવિધ પ્રેમવિવર્તોને પ્રિયાએ 'પ્રેમપાશ', 'પ્રેમનું પૂતળું', 'સંબંધનું અક્ષયપાત્ર', 'સમાસ' જેવી રચનાઓમાં આકારિત કરવાનો પ્રશસ્ય પ્રયાસ કર્યો છે. પ્રેમ પ્રતીતિકર પ્રક્રિયાનું નામ હોઈ એની વ્યાખ્યા પણ નથી કે કોઈને સમજાવી શકાય એવી પરિભાષા પણ ઉપલબ્ધ નથી; તો એના કારણમાં માત્ર એટલું જ કે વ્યક્તિએ વ્યક્તિએ એની આભા અલગ હોવાની. પ્રિયા આ જાણે છે એટલે પ્રેમના પદાર્થને દૂર મૂકીને અલગ અલગ દૃષ્ટિકોણથી એને નીરખી બહુઆયામી પ્રેમના સૌંદર્યને અને સૌંદર્યની પાછળ રહેલા સડા કે કોહવાટને પણ કટાક્ષ દ્વારા વ્યક્ત કરે છે. સ્ત્રી અને પુરુષના સંબંધમાં કાયમ રહેતા અવકાશને સ્ત્રી કાયમ પૂરવાનો પ્રયાસ કરી સમાસ રચવા મથતી હોય છે એ વાત પ્રિયા કેવી રમ્યાથી રમતી મૂકે છે ! –

''આ નીલશ્યામ ધરતી ને ઉપર ગગન વિશાલ, વિરાટ
તમે વિહરતા, હું વિચારતી, વિસ્મિત શોધતી આપણો સમાસ'' (કાવ્યત્રયી, પૃ. ૪૪)


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr. Tanvi Shukla
Year-2, Issue 5, Continuous Issue 11, September - October 2012

પ્રતિષ્ઠાની કવિતા પાર્થિવી અને પ્રિયાની કવિતા કરતાં અંતસ્તત્ત્વ, અભિવ્યક્તિ અને આકારની દૃષ્ટિએ ઘણી અલગ છે. જાણ્યે કે અજાણ્યે નારીવાદી સૂર આ કવિતાઓમાં આવ્યો છે. પ્રતિષ્ઠા સ્ત્રી અને પુરુષના સંબંધ વચ્ચેની શૂન્યતાને, પુરુષ કરતાં સ્ત્રી વધારે સંવેદનશીલ છે એ તથ્યને અને પુરુષ કરતાં પ્રેમમાં સ્ત્રી જ વધારે સમર્પિત છે એ બાબતને બહુધા કટાક્ષના સ્તરે પ્રગટ કરે છે. સ્ત્રીપુરુષસંબંધ જ આ કવિતાઓમાં મુખ્ય હોવા છતાં સંબંધનું માધુર્ય નહિ, સ્ત્રીને પીડતા પૌરુષી શુષ્ક મિજાજનું પ્રાધાન્ય છે. મહાભારત અને બુદ્ધના જીવનની મિથનો પ્રતિષ્ઠા અત્યંત બળકટ રીતે વિનિયોગ કરીને આધુનિક સંબંધવંચનાને માર્મિક વાચા આપે છે. એમાં વ્યંગ છે તેમ સ્વયં સ્ત્રી હોવાની વેદના પણ છે.

પ્રતિષ્ઠાની કવિતામાં પ્રેમી કે પતિ પ્રત્યેની એક ફરિયાદ છે, પણ અંતે તો સ્વીકૃતિ છે. ફરિયાદને અવગણીને, પ્રેમની વિજયપતાકા ફરકાવીને, પ્રિયના સાન્નિધ્યે જ શરણાગતિ સ્વીકારતી લેતી આદર્શ ભારતીય નારી જ આપણને જોવા મળે છે. એની કવિતામાં સંબંધની અસમતુલા માટેનો વિદ્રોહ છે પણ તે ક્રાંતિ સુધી નહિ, સમાધાન સુધીની જ ગતિ કરે છે. પ્રશ્નો પ્રેમ ન અપાવી શકે, કદાચ પીડા વધારી દે એ પ્રતિષ્ઠા બરાબર સમજે છે એટલે સહજીવનમાંથી જન્મતી વિષમતાને કલાત્મક રૂપ આપીને અટકી જાય છે. કવિતામાં એમ જ હોય ને ? આ કંઈ પુરુષોને સુધારવાનું અભિયાન નથી; સ્ત્રી જે સંવેદે છે કે કહેવા મથે છે એનું પ્રતીતિકર રૂપ જ કવિતા કહેવાય. ભાવકે એ પણ યાદ રાખવું ઘટે કે અહીં પ્રેમશૂન્યતાની કવિતા છે તે સાર્વત્રિક અને સાધારણીકૃત સંવેદના છે, કવયિત્રીની અંગત પ્રસ્તુતિ નથી. કવિતામાં તો કવયિત્રી કાવ્યનાયિકા તરીકે આવે છે, બિનઅંગત બનીને આવે છે.

'પ્રેમ' કવિતામાં પ્રેમનું વરવું રૂપ દર્શાવ્યા પછી પણ પ્રિય પ્રત્યે પ્રેમભાવ હોવાનું સૂચિત થાય છે. પ્રતિષ્ઠાની કરામત એ છે કે કોઈક ધારદાર ચોટ સાથે તે કાવ્ય પૂરું કરે, પણ ભાવકના મનમાં તો તે ક્ષણથી જ આરંભાય. આ કાવ્યમાં પ્રિય સાથે ઝઘડેલી કાવ્યનાયિકાની આરંભની ઉક્તિઓમાં એમ જ લાગે કે હવે તો આ સંબંધ પૂરો જ થયો સમજવો. પણ પ્રતિષ્ઠા નાયિકાના મુખે પ્રશ્નાર્થ મૂકાવીને વાતને કેવો વળાંક આપે છે ! –

> ''કવિતાની કોઈ સચોટ ઉપમાની જેમ અને ધારદાર નાકની બે બાજુએ
> પતંગિયાંની પાંખની જેમ
> હળવેકથી ઢળેલી
> એની પાંપણો જોતાં વિચારું છું
> મારા સૂતેલા સિંહને
> શું હું હજીયે પ્રેમ કરું છું ?'' (કાવ્યત્રયી, પૃ. ૩)

અહીંના 'સિંહ' શબ્દમાં પુરુષમાં રહેલો હિંસ્ર ભાવ સંકેતિત થાય છે. એ સૂતો છે માટે સારો લાગે છે, પણ છંછેડાયા પછી વિકરાળ બની શકે છે એમ સૂચિત થાય છે. વ્યંજનાના સ્તરે પ્રતિષ્ઠા કહેવા માગે છે કે સ્ત્રીઓ સિંહ સાથે વેર કરીને પણ જંગલમાં રહી શકે છે, એને સૂવડાવી શકે છે અને જાગ્યા પછી પાછો નહોર ભરવાનો જ છે છતાં સ્ત્રીએ તો એને પ્રેમ કરવાનો જ છે. કારણ ? બીજો વિકલ્પ જ ક્યાં છે ?

પ્રતિષ્ઠાની 'પતંગિયાં' નામની કવિતા વ્યંજના સ્તરે ખૂબ સારું પરિણામ સાધે છે. સુખ આવે પણ એની શરતે આવે છે, જે આપણે માટે અસુખ પણ હોઈ શકે એ વાત પતંગિયાંના પ્રતીક દ્વારા કહેવાઈ છે. આમ સાવ પતંગિયાં જેવું હળવું લાગતું શીર્ષક અંતે તો ખૂબ બોઝિલ બની જાય છે, પતંગિયાંનો પણ ભાર ન ખમી શકે તેવું.

વેદના વહન કરવાની ટેવ પડી જાય કે અપ્રિયનો કાયમી સહવાસ પ્રિય લાગવા માંડે એમ બને. 'ચોખંડ'માં પ્રતિષ્ઠા આવા અપ્રિયની આસપાસ અનાયાસ પ્રદક્ષિણા કરી એને જ દેવરૂપ માની બેસવાની, પણ કોઈક તીવ્ર આત્મભાનની ક્ષણે એ બધું ઉલ્લંઘી જવાની નારીવાદી વાત ખૂબ જ માર્મિક

રીત કહે છે. ચકરાવામાંથી મુક્ત થઈ પોતાનો જ ચોખંડ રચવાનો નિર્ધાર કરે છે કાવ્યનાયિકા. પણ પ્રતિષ્ઠા તો એમ સૂચવવા માગે છે કે ચકરવામાંથી ચોખંડમાં આવે, ભલે આકારની બદલી થાય,પણ સ્ત્રીની નિયતિ બદલાવાની મુશ્કેલ છે.

'કોયડો' કવિતામાં પ્રતિષ્ઠાએ નિયતિએ આપેલી લાલચની, અસંભવિત સપનાંઓની કલાત્મક રજૂઆત કરી છે. જેણે જિંદગી આપી, પછી શક્યતા આપી એણે જ આપણને એટલા બધા ગૂંચવી માર્યા છે કે આ જિંદગી છે, સપનાં છે કે કોયડો છે એની જીવનના અંત સુધી ખબર નથી પડતી.

'વ્યંગ' કવિતામાં સહજીવનની સંકળામણની અત્યંત પ્રભાવક રજૂઆત છે :

''ક્યારેક ક્યારેક
મને તારી એકેએક રીતથી ગુસ્સો આવે છે
તારું ચંપલ ઘસડીને ચાલવું
ભાર દઈ, ચીપી ચીપીને બોલવું
સાંજે લાંબાં થઈ ટીવી મચડ્યા કરવું
ગાલ નીચે મોબાઈલ ને બાથમાં ઓશીકું
ભીડીને સૂવું, સાચે જ
ક્યારેક ક્યારેક મને
તારી એકેએક રીતથી ચીડ ચડે છે'' (કાવ્યત્રયી, પૃ. ૧૭)

આમ પ્રભાવક શબ્દચિત્ર આપીને પોતાના પ્રિયને સહન ન કરી શકતી કાવ્યનાયિકા એનાથી ખૂબ દૂર જતી રહેવા માગે છે. એને પોતાની રીતે, ગમતીલા માહોલમાં એકલાં જીવવું છે. પણ પ્રતિષ્ઠા કવિતાને ધાર તો ત્યારે આપે છે જયારે એ કાવ્યનાયિકાને એવો અહેસાસ કરાવે છે કે પ્રેમના નામે, આશ્રયના નામે કે કોઈ અન્ય રૂપકડા નામે પણ આખરે સ્ત્રી સર્વના ભોગે પુરુષની પાસે જ આવવાની–

''અહંકાર સાથે ચાલવું છે મારે કોઈના આધારની આશાય વિના
અને છતાંય પ્રેમ તો તને કરતી જ હોઈશ હું...
કારણ ક્યારેક ક્યારેક
એવું પણ થાય છે કે મારે દોડીને તારી સોડમાં લપાવું છે
હસવું છે, ખીલવું છે,
સાથે ને સાથે જીવવું છે,
બસ, એક તારી સાથે જ જીવવું છે !'' (કાવ્યત્રયી, પૃ. ૧૮)

પ્રતિષ્ઠા મહાભારત અને બુદ્ધના ગૃહત્યાગની મિથનો સુપેરે વિનિયોગ કરે છે. 'મહાભારત પછી'માં મહાભારતના સર્વનાશી યુદ્ધના સંદર્ભે પોતાના હાથે જ પોતાની જિંદગીને છિન્નભિન્ન કરતી સ્ત્રીની વેદના અત્યંત પ્રભાવક રીતે વ્યક્ત થઈ છે. સ્ત્રી પુરુષ કરતાં વધારે મજબૂત છે. તે લડી લે છે, સહન કરી લે છે, જીતી પણ જાય છે પરંતુ અંતે સ્વનાશ સિવાય કશું જ હાથ નથી લાગતું એમ એ કહે છે. તાત્પર્ય એય છે કે સ્ત્રી દરરોજ મહાભારત સ્વમાં સંગોપીને જીવતી હોય છે.

'વારતા રે વારતા'માં પ્રતિષ્ઠા મહાભારતની એકલવ્યની ગુરુભક્તિની પ્રસિદ્ધ માન્યતાનું કટાક્ષના સ્તરે ઉન્મૂલન સાધે છે. એકલવ્યનો અંગૂઠો કાપી લેવાની વેદનાને પુણ્યપ્રકોપના સ્તરે મૂકી આપે છે અને જાણે નવેસરથી વાર્તા લખવાનું ઈંગિત કરે છે.

'ગૌતમને પ્રશ્નો' અને 'ગૌતમને'માં પ્રતિષ્ઠાનો કટાક્ષ ધારદાર બન્યો છે. બુદ્ધના સંસારત્યાગને આધુનિક પરિપ્રેક્ષ્યમાં મૂકીને એક પત્ની તરીકે, એક પુત્ર તરીકે પ્રતિષ્ઠા બુદ્ધને પડકાર ફેંકે છે. ગૌતમે

